વૃદ્ધિ—હ્રાસ ( ક્ષય ) વિનાનો જે કાંઈ નિર્વિક્ષેપ આનંદ રહ્યો છે, તે ચિદાકાશ કહેવાય છે. સર્વ વાસનાઓથી રહિત થઈ ગયેલા અને કશો વિક્ષેપ ન આવવાથી ચિત્તને શાંત રાખનારા તત્ત્વજ્ઞ પુરુષને સર્વ વિષમભાવથી રહિત પોતાના સહજ સુખમય સ્વરૂપનો જે કાંઈ અનુભવ થાય છે, તે ચિદાકાશરૂપ કહેવાય છે. નિદ્રા ન આવી હોય અને સર્વ માનસિક વિક્ષેપનો ( વિષય-નો ) લય થઈ ગયો હોય ( જાગ્રત અવસ્થા જતી રહી હોય ), તે સમયે સ્વસ્થ પુરુષને જે કાંઈ(નિર્વિ-ષય ) આનંદ અનુભવમાં આવે છે, તે ચિદાકાશ કહેવાય છે. પોતપોતાની ઋતુમાં વૃદ્ધિને પ્રાપ્ત થનારાં ઘાસ-ઝાડી-લતા વગેરેમાં જે કાંઈ નિર્વિષય આનંદનો ભાવ રહે છે, તે ચિદાકાશ કહેવાય છે. પુરુષ પોતે જીવતાં છતાં ( તત્ત્વજ્ઞાન વડે ) રૂપ આદિ બાહ્ય વિષયોના સંબંધથી અને સંકલ્પ—વિકલ્પ આદિ માનસિક વિષયથી રહિત થઈ રહેલ હોય, તેને શરદઋતુના આકાશના જેવો સ્વચ્છ આનંદનો જે ભાવ અનુભવમાં આવે છે, તે ચિદાકાશ કહેવાય છે. વિધાતાએ કાષ્ઠ—પાષાણ—પર્વત આદિની જે સ્વાભાવિક સ્થિતિ રચેલી છે, તે સ્થિતિમાં જીવતાં છતાં સ્વરૂપસ્થિતિને લીધે સ્થિર થઈ રહેવું અને તેમાં આનંદનો ભાવ સ્ફુરવો, તે ચિદાકાશ કહેવાય છે. દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન, એ ત્રણેનો જેનાથી ઉદય થાય છે અને પાછો જેમાં લય થઈ જાય છે, તે નિર્વિ-કાર ચિદાકાશ છે, એમ તમે સમજો. જેનાથી વિચિત્ર પ્રકારના પદાર્થોના સર્વ અનુભવો ઉદય પામે છે અને પાછા જેને વિષે ઉત્તરોત્તર સારી રીતે પરિણામને પ્રાપ્ત થતા રહે છે, તે ચિદાકાશ કહેવાય છે. આ સર્વ જેને વિષે રહેલું છે, જેનાથી આ સર્વની પ્રતીતિ થાય છે, જે પોતે જ સર્વના આકારે થઈ રહેલું છે, જે સર્વત્ર રહેલું છે અને જે સર્વના ખરા તત્ત્વરૂપ છે, તે ચિદાકાશ કહેવાય છે. જે આકાશમાં, પૃથ્વીમાં બહાર અને અંદર પ્રકાશરૂપે પ્રતીતિમાં આવે છે અને બીજા પદાર્થોની પેઠે જ વ્યવહારને માટે જેની સંજ્ઞાઓ કલ્પવામાં આવે છે, તે ચિદાકાશ કહેવાય છે. જેમ દૃઢ તાંતણામાં માળા રહી હોય છે, તેમ નિત્ય, સર્વવ્યાપી અને જગતને પોતાના અંગ-માં ધારણ કરી રહેલા જે તત્ત્વની અંદર આ સાકાર—નિરાકાર જગત ખડું થઈ જઈ સ્થિર થઈ રહેલું દેખાય છે, તે ચિદાકાશ કહેવાય છે. સૃષ્ટિ—પ્રલય આદિ સર્વ વિકારો જેનાથી ઉત્પન્ન થાય છે અને અંતે પાછા જેમાં લય પામી જાય છે તથા જેના એક વિવર્તરૂપ છે, તે ચિદાકાશ કહેવાય છે. નિદ્રા નિવૃત્ત થતાં જેનાથી વિક્ષેપ-શક્તિને લીધે આ જગત આવિર્ભાવ પામે છે અને વિક્ષેપશક્તિની શાંતિ થતાં જેમાં પાછું લીન થઈ જાય છે, તે ચિદાકાશ કહેવાય છે. જે બહિર્મુખ થતાં જગતની સત્તા પ્રતીતિમાં આવે છે અને જે અંતર્મુખ થતાં જગતની સત્તા-નો લય થઈ જાય છે તેમ જ જે પોતાના અનુ-ભવરૂપે પોતાની અંદર જ રહેલું છે, તે ચિદાકાશ છે એમ તમે સમજો. એ સત્ય તત્ત્વ અમુકરૂપ નથી, તેમ અમુકમય પણ નથી એમ સર્વથા નિર્ણય કરી છેવટ જે કશારૂપ નથી એમ નિર્ણય થયા છતાં સર્વરૂપ થઈ રહેલું છે, તે ચિદાકાશ કહેવાય છે. અર્ધનિમેષ જેટલા સમયમાં ઘણા દૂર પ્રદેશથી શરીર ઇન્દ્રિય દ્વારા બીજા પ્રદેશમાં પહોંચે છે, ત્યારે વચમાં ચિદાત્માનું જે નિર્વિષય સ્વરૂપ રહ્યું છે, તે ચિદાકાશનું સ્વરૂપ સમજવું. આ જગત યથાસ્થિતપણે રહ્યું છે અને તેના ક્રમ પ્રમાણે ઉત્પન્ન થયું છે, છતાં તે ચિદાકાશ-રૂપ છે. તે રૂપ આદિ બાહ્ય વિષયના અનુભવ તથા સંકલ્પ—વિકલ્પ આદિ માનસિક વિષયનું સ્ફુરણ એ બંને વડે યુક્ત છે, છતાં ચિદાકાશ-રૂપ જ છે. નિર્મળ, નિર્વિકાર અને સત્ય એવું ચિદાકાશ સદા એકરૂપે રહ્યું છે, છતાં કાંઈક બહિર્મુખ થતાં તે જાણે જગત આદિના આકારે થઈ રહેલ હોય, એમ પ્રતીતિમાં આવે છે. તેમ ઇન્દ્રિયો વડે પદાર્થોના અનુભવ કરતાં છતાં ચિત્તમાંથી વાસનાને કાઢી નાખો અને તત્ત્વનિષ્ઠ થઈ જઈ ચિદાકાશ સાથે એકતાર બની સુષુપ્તિ

અવસ્થાવાળા જેવા થઈ રહો. તમે વાસનાથી રહિત થઈ જઈને તથા ચિત્તને શાંત રાખી બોલો, ચાલો, પીઓ અને લેવડદેવડ કરો. તમે જીવતાં છતાં નિરંતર પાષાણના જેવા દૃઢ મૌનને ધારણ કરો. જે આ દૃશ્ય તમે તમારી આગળ જુઓ છો, તે ઝાંઝવાના જળની પેઠે અને ચંદ્રમાં ભ્રાંતિ વડે દેખાતી બેપણાની પ્રતીતિની પેઠે સંભવતું જ નથી. આ જગત કારણના અભાવને લીધે પ્રથમ ઉત્પન્ન જ થયેલું નથી; કેમ કે કારણ વિના કાર્યની ઉત્પત્તિ થવી સંભવતી જ નથી. કદાચિત્ જો કાંઈ સંભવતું હોય, તો તે કારણરહિત અને દ્વૈતપણાથી રહિત એવા પરબ્રહ્મથી ઉત્પન્ન થયેલું છે. એ પરબ્રહ્મ યથાસ્થિતપણે રહ્યું છે, છતાં જાણે જગતના આકારે થઈ રહ્યું હોય એમ દેખાય છે. પરંતુ હે પ્રિય રામચંદ્રજી! તે યથાસ્થિતપણે પોતાના પૂર્વરૂપમાં જ રહેલું છે. જોકે તેમાં દ્વૈતની ભ્રાંતિ દેખાય છે, તોપણ તે પોતાના સ્વચ્છ અદ્વિતીય રૂપમાં જ સર્વદા રહેલું છે. એ સ્વચ્છ બ્રહ્મની અંદર આ જગત આદિ દૃશ્ય રહેલું છે એવો જે કાંઈ પ્રૌઢ અનુભવ થાય છે, તે માયા છે, ભ્રાંતિ છે અને સ્વપ્નમાં દેખાયેલી સ્ત્રીની પેઠે મિથ્યા છે, એમ વિવેકી વિદ્વાનોનું સમજવું છે. વસ્તુતઃ જોતાં દૃશ્ય ઉત્પન્ન થયેલું નથી, તે વર્તમાન સમયમાં પણ નથી, હવે પછી થશે પણ નહિ અને તે નાશને પણ પ્રાપ્ત થતું નથી; કેમ કે જે નથી જ તેનો નાશ શો થાય? તે જગત પરમશાંત ચિદાકાશરૂપ છતાં જગતના આકારે થઈ રહેલું દેખાય છે, એ સ્વસ્થ શાંત પરબ્રહ્મ પોતાના સ્વરૂપને નહિ છોડતાં વિવર્તભાવથી જાણે જગતરૂપ થઈ રહ્યું હોય એમ પ્રતીતિમાં આવે છે. જે હમણાં આપણી આગળ નજરે જોવામાં આવે છે, તે કોઈ દિવસ સત્ય નથી, આગળ પણ તે કોઈ કાળે હતું નહિ, તેમ દ્રષ્ટા પણ નથી; કેમ કે દૃશ્ય પદાર્થનો જ જો અભાવ છે, તો પછી દ્રષ્ટાપણું ક્યાં રહે?

રામ બોલ્યા : વક્તાઓમાં શ્રેષ્ઠ હે મહાત્મા વસિષ્ઠજી! જો આપ કહો છો તેમ હોય (દ્રષ્ટા-દૃશ્ય આદિ કશું ન જ હોય), તો પછી આ દ્રષ્ટા-દૃશ્યની પ્રતીતિ કેમ થાય છે, તે સર્વ આપ મને ફરી વાર કહો.

વસિષ્ઠ બોલ્યા : આ દૃશ્ય સાવ મિથ્યા છે અને તેના કારણના અભાવને લીધે તેનું દૃશ્યપણું કેવળ કહેવા માત્ર જ છે; કેમ કે તેના નિર્દેશનો અત્યંત અસંભવ છે. જે કાંઈ આ દ્રષ્ટા અને દૃશ્યની ભ્રાંતિરૂપે જગત આદિ પ્રતીતિમાં આવે છે. તે પરમાત્માનું જ શુદ્ધ રૂપ છે, એમ તમે સમજો. જેમ સ્વપ્નમાં આકાશની અંદર દેખાતું વન ચિદાકાશરૂપ છે, તેમ જાગ્રતમાં પણ ચિદાકાશ જ પોતાના સ્વરૂપની અંદર (વિવર્તભાવથી) જગતરૂપે થઈ રહેલું પ્રતીતિમાં આવે છે. આદિ સૃષ્ટિથી માંડી અહીં કોઈ દેશ—કાળમાં જગતનું કશું પણ ઉપાદાન કારણ નથી, કેવળ બ્રહ્મ જ એવાં રૂપે પ્રતીતિમાં આવે છે. પોતાના સ્વરૂપની અંદર ચિદાકાશ જ કંઈ વિવર્ત ભાવને પ્રાપ્ત થઈ જાય છે અને તે જ આ જગતરૂપે ખડું થઈ રહેલું ભાસે છે. જેમ ભાવમાં ભાવપણું રહ્યું છે, શૂન્યમાં શૂન્યતા રહી છે અને સાકાર વસ્તુમાં આકાર રહે છે, તેમ ચિદાકાશની અંદર જગત રહેલું છે. આ જગત ચિદાકાશનો માયામાં પડેલો એક આભાસ જ છે એમ તમે સમજો. વસ્તુતઃ તે સત્ય ચિદાકાશથી જ પૂર્ણ ભરપૂર છે અને એકરસમય થઈ રહેલું છે. ચિદાકાશ જ પોતે આ પ્રમાણે દ્રષ્ટા, દૃશ્ય અને દર્શનરૂપે થઈ રહેલું ભાસે છે. વસ્તુતઃ જોતાં દ્વૈતના અભાવને લીધે આભાસ કે આભાસનો આશ્રય એ કશું નથી. આ સઘળું અનિર્દેશ્ય પરબ્રહ્મરૂપ છે. આમ દૃશ્ય અને દર્શનના અભાવની સાથે દ્રષ્ટાનો પણ અભાવ સિદ્ધ થાય છે, તો સત્—અસત્‌ને જાણનાર પણ કોણ છે?

રામ બોલ્યા : હે મહારાજ! જો એમ જ હોય, તો પછી કાર્ય—કારણ આદિનો ભેદ કેમ દેખાય છે? તે ક્યાંથી આવ્યો? અને તે કેમ સત્યતાને પ્રાપ્ત થઈ ગયો, તે આપ મને કહો,

વસિષ્ઠ બોલ્યા : ઈશ્વર જે વસ્તુતઃ પોતાના

આત્મારૂપ છે, તે પોતે જ્યારે જેવી ભાવનાને સ્ફુરાવે છે, ત્યારે તેવું જ તમારા જોવામાં આવે છે; અને એ ઈશ્વર જ તમારારૂપે દ્રષ્ટા—દૃશ્ય આદિ ભાવને અનુભવે છે તથા તમે પોતે પણ એ ચિત્પ્રકાશરૂપ છો. આ સર્વ આકાશ ચિદાકાશરૂપ છે. એ ચિદાકાશ પોતાના સ્વરૂપમાં જ સદાકાળ રહેલું છે. તે મોહને પ્રાપ્ત થતુ નથી અને સ્વપ્નની પેઠે અનેકરૂપ થઈ રહેલું છે. તેની સ્વતંત્ર ઇચ્છાને કોણ રોકી શકે એમ છે? એક ભાવની નિવૃત્તિ થઈ બીજા ભાવની પ્રાપ્તિ થતાં વચમાં જે ચિદાત્માનું સ્વરૂપ જોવામાં આવે છે, તે જ ચિદાકાશ છે અને તે જ આ સર્વરૂપે થઈ રહેલું છે, બીજું કશું નથી. કાર્ય—કારણભાવ આદિની દૃષ્ટિ અવિદ્યા વડે કલ્પાયેલી છે અને એ ચિદાત્મા જ તેને જગતની પેઠે કલ્પી લે છે. તેની સ્વતંત્ર ઇચ્છાને કોણ રોકી શકે એમ છે? જો કદાચિત્ કોઈ બીજો જ દ્રષ્ટા, ભોક્તા કે કર્તા હોય, તો હજી આ દૃશ્ય શી રીતે થયું અને તે શું છે એવી સંભાવના ઘટી શકે, પરંતુ બીજી રીતે (ચિદાત્મા પોતે જ દ્રષ્ટા—ભોક્તા—કર્તારૂપ) હોય, તો પછી એ સંભાવના ઘટી શકતી નથી. આભાસ વિનાનું અદ્વિતીય શુદ્ધ ચિદાકાશ જ સ્વપ્નની અંદર અનેકરૂપે થઈ રહેલું છે. તો તેમાં ક્યાં શું કલ્પાય છે અને કેવી રીતે વિકલ્પની કલ્પના કરવી? ઠેઠ સ્વયંભૂથી માંડીને આ સૃષ્ટિની ભ્રાંતિ ચિદાકાશની અંદર અવિદ્યાને લીધે ભાસે છે. જો તેનું ખરેખરું સ્વરૂપ ઓળખવામાં આવે, તો જ્ઞાન વડે તે ક્ષણમાત્રમાં બ્રહ્મરૂપ જ થઈ જાય છે. એ ચિદાકાશમાં પ્રતીતિમાં આવતી જગતની ભ્રાંતિનું વાસ્તવ સ્વરૂપ ન ઓળખાયાથી તે ભ્રાંતિરૂપ કહેવાય છે, માયારૂપ કહેવાય છે, જગતરૂપ કહેવાય છે, અવિદ્યારૂપ કહેવાય છે અને દૃશ્યરૂપ પણ કહેવાય છે. બાળક જેવી રીતે રાત્રિમાં વેતાલ પોતાથી જુદો ન હોવા છતાં તેને જુદો દેખે છે, તેમ ચિદાકાશના પ્રકાશરૂપ એવો ચિદાભાસ આ દૃશ્યરૂપી પિશાચ પોતાથી જુદો ન હોવા છતાં તેને જુદો સમજે છે. સ્વપ્નમાં પર્વત, શહેર અને નગર આદિનો ભાવ સાવ અસત્ય છે, છતાં ચિદાકાશ જ પોતાના સ્વરૂપની અંદર તે જાણે સત્ય હોય અને સાવયવ હોય તેમ અનુભવે છે. તેવી જ રીતે એ ચિદાકાશ પોતાના સ્વરૂપની અંદર જગતના સાવયવ હોય તેમ અનુભવે છે. સ્વપ્નમાં જેમ ચિદાત્મા જ પોતાના સ્વરૂપની અંદર પોતાના આત્માને જ પર્વત નગર આદિરૂપે દેખે છે, તેમ એ ચિદાત્મા જ જાગ્રતમાં પણ પોતાના સ્વરૂપની અંદર હું પર્વતરૂપ છું, રુદ્રરૂપ છું, સમુદ્રરૂપ છું, વિરાટરૂપ છું, એમ અનેકરૂપે પોતાના આત્માને દેખે છે. આકારવાળું કોઈ પણ કારણ નથી, તેથી કશું પણ કાર્ય થયું જ નથી. મહાપ્રલયમય ચિદાકાશની અંદર એ ચિન્મય તત્ત્વ જ પોતે દૃશ્યરૂપે થઈ રહેલું ભાસે છે. વિનાકારણે જ ચિદાકાશ પોતાના સ્વરૂપને જગતરૂપે અનુભવે છે; બાકી વસ્તુતઃ નિરવયવ છે, ચિન્માત્ર છે અને નિરંતર પોતાના ચિન્મય સ્વરૂપમાં જ રહેલું છે. સર્વ જીવો અરીસાની પેઠે પોતાના સ્વરૂપની અંદર પ્રતિબિંબિત થઈ રહેલા જગતના મિથ્યાપણાને વિચારના અભાવને લીધે સમજતા નથી. આમ સ્વરૂપ ન ઓળખાયાથી તેઓ જડ જેવા થઈ ગયા છે અને પોતાનું આયુષ્ય એળે ગાળી નાખે છે. બાકી વિચાર કરનારા વિવેકી પુરુષના અંતઃકરણમાં જ ચૈતન્યરૂપ ચિદાત્મા રહ્યા છે, તેથી પરમ પુરુષાર્થ તેમની પાસે જ રહેલા છે. તે તે પદાર્થોના નામ—રૂપાત્મક સ્વરૂપને છોડી દઈને અને તેના અવશિષ્ટ રહેલા તત્ત્વને ચિદાકાશરૂપ સમજીને, વિવેકી પુરુષે ચેતન છતાં પાષાણના જેવું અચળ થઈ રહેવું; પણ બીજા માયિક દેહ આદિ પદાર્થોમાં આસ્થા રાખવી એ વાત સારી નથી. જેમ જળ પોતાના પ્રવાહને ચલાવે છે, છતાં જગતની અંદર તે દ્રવરૂપે અને ચકરી આદિ રૂપે પણ રહેલું છે, તેમ ચિદાકાશ પોતાના સ્વરૂપમાં રહે છે, છતાં

વિવર્તભાવથી તે જગતરૂપે પણ થઈ રહેલું છે. જેમ કલ્પવૃક્ષ અને ચિંતામણિ વાંછિત ફળ આપે છે, તેમ ચિદાત્મા પણ અંતઃકરણમાં કરેલી દૃઢ ભાવનાને ક્ષણવારમાં પૂર્ણ કરી આપે છે. ચિંતામણિની પેઠે અને કલ્પદ્રુમની પેઠે ચિદાત્મા તત્કાળ અભીષ્ટ ફળને પોતા વડે જ આપે છે. જોકે પોતે તો આકાશરૂપ છે તથા પોતાના સ્વરૂપમાં જ સદાકાળ રહ્યા કરે છે. ચક્ષુ આદિ ઈન્દ્રિય દ્વારા એક દેશમાંથી બીજા દેશને પ્રાપ્ત થતાં ચિદાત્માનું વચન જે કાંઈ નિર્વિષય સ્વરૂપ અવશેષ રહે છે, તે જ આ દૃશ્યનું રૂપ છે, તો પછી તેમાં દ્વિત્વ અને એકત્વ આદિની ભ્રાંતિ વળી કેવી હોય? અનંત અને પ્રકાશમય ચિન્માત્ર-તત્ત્વની છાયા જ પોતાના નિર્મળ સ્વરૂપને જગત-ને વિષે પ્રસારી રહેલી છે. જો કે પોતે અંદર અવયવથી રહિત છે, તોપણ આકાશમાં દેખાતી શૂન્યતા અને શ્યામતાની પેઠે તે ભ્રાંતિ વડે દેખાડવામાં આવે છે. સૃષ્ટિના આદિકાળમાં ચેતન-માંથી વિસદૃશ (તેનાથી જુદી જાતનું જડ) કાર્ય ઉત્પન્ન થવું સંભવતું નથી; કેમ કે તેમ બનવામાં નિમિત્તરૂપ થાય તેવાં કશાં સહકારી કારણો નથી. માટે આદિચૈતન્ય જ સ્વપ્નની પેઠે દૃશ્યરૂપ થઈ રહેલું છે. ૧—૬૩

**विदृशकार्यानुभवो न भवति सहकारि-कारणाभावात्। सर्गादावर्तं माया चिदेव दृश्यं यथा स्वप्ने ॥ ६३ ॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'કાર્યકારણનિરાસ' નામનો સર્ગ ૧૦૬ મો સમાપ્ત**

# સર્ગ ૧૦૭ મો*

## જગત ચિદાત્માનો વિલાસ છે

**वसिष्ठ उवाच**

**अचेत्यचिन्मयं विश्वं विश्वगाभाति चिद्भ्रमः।**
**अत्र चिच्चेतनं चेदं चेत्यमप्येवमात्मकम् ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યા: જગત જડભાવથી રહિત ચિન્મય છે; કેમ કે ચિદાકાશ જ સર્વત્ર ચારે બાજુ (વિવર્તરૂપે) ભાસે છે અને તેની અંદર પ્રતીતિ-માં આવતી દ્રષ્ટા, દર્શન અને દૃશ્યરૂપી ત્રિપુટી પણ ચિદાકાશરૂપ જ છે. માટે સર્વ જીવતા છતાં નહિ જેવા છે. આ મનુષ્યવર્ગ, હું અને તમે જીવતા છતાં નહિ જેવા છીએ. જગતના સર્વ સ્થાવરજંગમ પદાર્થો વ્યવહારમાં નજરે દેખાય છે, છતાં તે કાષ્ઠ—મૌનના જેવા નિષ્ક્રિય કૂટસ્થ ભાવને પ્રાપ્ત થઈ રહેલા છે અને આકાશમાં પણ સુખથી ગમન કરી શકે એવા નિરાકાર છે. આકા-શમાં દેખાતી શ્યામતાની પેઠે જે કાંઈ આ પ્રસરી રહેલું દેખાય છે તે કશું છે જ નહિ. એમ તમે સમજો; કેમ કે આકાશની અંદર વળી કશાનો સંભવ જ ક્યાંથી હોય? આકાશમાં ભ્રાંતિ વડે દેખાતાં મછરાં, મોવાળા આદિના જેવા આકારની પેઠે, ઝાંઝવાની નદીની પેઠે, આકાશમાં ઊડ્યા કરતા ધુમાડાઓના ગોટાઓની પેઠે અને છીપ આદિમાં થતી મોતી આદિની ભ્રાંતિની પેઠે જે કાંઈ આ ચિદાકાશના વિવર્તરૂપે પ્રતીતિમાં આવે છે, તે જોકે અનુભવમાં આવે છે છતાં વાસ્તવિક નથી. ચિદાકાશ જ જગતરૂપે વિવર્ત-ભાવને પ્રાપ્ત થઈ ગયેલું છે. એ જગત જોકે અનુભવમાં આવે છે, તોપણ વસ્તુતઃ તે શૂન્ય જ છે તેથી તેમાં શી આસ્થા રાખવી? અને કયો પદાર્થ તેમાં આસ્થા ઉત્પન્ન કરાવે એમ છે? પૃથ્વી આદિ પદાર્થો ચિદાકાશરૂપી બાળકની કલ્પનાના સમૂહરૂપ છે, શૂન્ય છે, નિરર્થક અને

* આ એકસો સાતમા સર્ગમાં પૃથ્વી આદિ દશ્ય પદાર્થનું અવસ્તુપણું વર્ણવવામાં આવશે અને સ્વપ્નની પેઠે જગત પણ ચિદાત્માનો જ એક માત્ર વિલાસ છે એમ વર્ણન કરવામાં આવશે.

અવસ્તુરૂપ છે; માત્ર ભ્રાંતિથી જ તે ચિદાકાશની અંદર ઉદય પામેલા છે. હે અજ્ઞાનીઓ! તેમાં અમુક હું છું અને અમુક મારું છે એવી ઘાટી આસ્થા શા માટે રાખવી? હવે મને સમજાયું કે બાળકના સંકલ્પમાં બાળક જ રમે છે. સુવર્ણ તથા રત્ન આદિના લાભની ઈચ્છાથી પ્રવૃત્ત થયેલો પુરુષ તે ખાણને ખોદવાની વાત મૂકી દઈ આકાશને ખોદવા મંડી જાય છે, તો તેને મોટા યત્ન વડે પણ કશું ફળ મળે નહિ. આ પ્રમાણે પૃથ્વી આદિના અસદ્વિચારો વડે કેવળ વૃથા જ આયુષ્ય ચાલ્યું જશે અને કશું તત્ત્વ જાણવામાં આવશે નહિ. જે વસ્તુ સહકારી આદિ કારણોના અભાવને લીધે પ્રથમ જ ઉત્પન્ન થયેલ નથી. તે આજે ક્યાંથી હોય? જે મૂઢ પુરુષો ઉત્પન્ન જ નહિ થયેલા આકાશના જેવા શૂન્ય તથા મિથ્યા અર્થ વડે વ્યવહાર કરે છે, તેઓ મરી ગયેલા અથવા નહિ થયેલા પુત્રની રક્ષા કરે છે. વસ્તુતઃ જોઈએ તો પૃથ્વી આદિ પદાર્થો ક્યાંથી થયા? કોણે કર્યા? શી રીતે તેમની ઉત્પત્તિ થઈ? તેમનું સ્વરૂપ કેવું? શાંત ચિદાકાશ જ એવી રીતે પોતાના સ્વરૂપની અંદર પોતા વડે વિવર્તભાવને પ્રાપ્ત થઈ જાય છે. કાર્યકારણ—કાળ આદિની કલ્પના વડે આકુળ ચિત્તવાળા પુરુષોને એવી રીતે ભ્રાંતિ-માત્રથી પૃથ્વી આદિ પદાર્થો દેખાય છે. એવા અવિવેકી પુરુષોનું આપણે કશું પણ પ્રયોજન નથી. અપવાદદૃષ્ટિથી જોતાં જગત પૃથ્વી આદિથી સાવ રહિત છે અને અધ્યારોપદૃષ્ટિથી જોતાં આદિ સહિત તે ચિદાકાશરૂપ છે. ચિદાકાશરૂપી મણિ સ્વપ્નાદિની પેઠે પોતાના આકાશના જેવા વિશાળ સ્વરૂપને આવી રીતે જગત આદિ રૂપે પ્રસારી દે છે. પોતાના અનુભવ વડે પ્રમાણમાં આવતું ચિદાકાશનું જે કાંઈ નિરાકાર સ્વરૂપ છે, તે જ દૃશ્ય એવા કાલ્પનિક નામને ધારણ કરીને પૃથ્વી આદિના રૂપે પ્રતીતિમાં આવે છે. ૧—૧૫

**अङ्ग यदेतस्य चिदम्बरस्य निराकृति स्वानुभवानुमानम् । तदेतदाभाति महीजलादिरूपेण दृश्येति कृताभिधानम् ॥ १५ ॥**

સર્ગ ૧૦૭ મો સમાપ્ત

# સર્ગ ૧૦૮ મો*

## અવિદ્યાનો નાશ થતાં જ જગતનો નાશ થાય છે

राम उवाच

**अविद्या दृश्यरूपेयं कचन्ती यस्य विद्यते ।**
**चिन्नभःस्वप्ननगरी दृश्यमानाऽपि शून्यकम् ॥१॥**

રામ બોલ્યા : હે મહારાજ! આ દૃશ્યરૂપી અવિદ્યા ચિદાકાશની અંદર એક સ્વપ્નનગરીની પેઠે દેખાય છે છતાં શૂન્ય છે. તે અવિવેકી પુરુષની દૃષ્ટિમાં અજ્ઞાનને લીધે બાધિત ન થઈ જતાં વિદ્યમાન જ છે. તે ક્યાં સુધી પ્રતીતિમાં આવે છે? કેવા રૂપે દેખાય છે? કેવડી જણાય છે? અને તેનું તત્ત્વ શું છે? તે સર્વ આપ મને ફરી વાર કહો.

વસિષ્ઠ બોલ્યા: જે અવિવેકી પુરુષોને પૃથ્વી આદિ દૃશ્યરૂપી અવિદ્યા સત્યરૂપે વિદ્યમાન જણાય છે, તેમને બ્રહ્મની પેઠે જ દેશ વડે કે કાળ વડે તેનો અંત દેખાતો નથી. આ બાબતમાં હું એક કથા (આખ્યાયિકા) કહું છું, તે તમે સાંભળો. કોઈક સ્થળે આકાશના કોઈ એક ખૂણામાં આ ત્રિલોકીના જેવી જ કોઈ એક ત્રિલોકી છે અને તેની અંદર અહીંના જેવી જ સર્વવ્યવસ્થા રહેલી છે. તેમાં પૃથ્વીના ભૂષણરૂપ કોઈ એક પૃથ્વીનો ભાગ છે; તેની અંદર હાથી, ઘોડા આદિનો સ્પષ્ટ રીતે સંચાર થઈ શકે એવી કોઈ ભૂમિમાં 'તતમિતિ' નામની એક પ્રસિદ્ધ નગરી છે. તેમાં વિપશ્ચિત નામનો એક વિખ્યાત રાજા હતો. તે પોતાની વિદ્વત્તાને લીધે સભાસદો વડે સુશોભિત એવી પોતાની સભામાં બહુ જ દીપતો હતો. કમલિનીવાળી નદીમાં જેમ રાજહંસ શોભે છે, નક્ષત્ર ગણમાં જેમ ચંદ્રમા શોભે છે અને પર્વતોના સમૂહમાં જેમ સુમેરુ શોભે છે, તેમ રાજસભામાં એ રાજા બહુ જ શોભતો હતો.

* આ એકસોઆઠમા સર્ગમાં જ્યાં સુધી અવિદ્યાનો નાશ ન થાય, ત્યાં સુધી કોઈ કાળે જગતનો અંત આવતો નથી; આ બાબત વિષે વિસ્તારથી અવિદ્યા સંબંધી એક વિચિત્ર આખ્યાન આવશે.

એ રાજાના એવા તો અમૂલ્ય ગુણો હતા કે, કવિઓ તેનું વર્ણન ન કરી શકવાને લીધે વર્ણન કરવામાંથી નિવૃત્ત થઈ જતા હતા. કવિઓને તેની પાસેથી અચળ લક્ષ્મી, ખ્યાતિ અને શોભા મળતાં હતાં અને તે મેરુ પર્વતની પેઠે જ પોતાના આશ્રિતોને ન્યાલ કરી દેતો હતો. નિરંતર પ્રાતઃકાળમાં ઊઘડનારાં અને સર્વ દિશાઓમાં પ્રકાશ આપનારાં કમળમાંથી જેમ સૂર્યના તડકાથી અપૂર્વ શોભા ઉત્પન્ન થાય છે, તેમ નિરંતર પ્રાતઃકાળમાં પ્રફુલ્લ રહેનારા અને સર્વની આશાઓને પૂર્ણ કરનારાં એ વિપશ્ચિત રાજાના પ્રતાપથી અપૂર્વ શોભા ઉત્પન્ન થતી હતી. એ રાજાની બુદ્ધિ બ્રાહ્મણ તરફ બહુ શ્રદ્ધાવાળી હતી અને તેનામાં જાતિ—કુળ—વર્ણ—આશ્રમ આદિનું ઉત્તમ અભિમાન રહ્યું હતું. તે ભક્તિ વડે સદાકાળ એકસરખી રીતે અગ્નિને જ પોતાના ઈષ્ટદેવતારૂપે પૂજતો હતો અને બીજા કોઈ પણ દેવને તે જાણતો પણ ન હતો. તેના મંત્રીમંડળમાં મહાધીર તથા નિર્ભય સૈન્યવાળા બળવાન ચાર મંત્રીઓ હતા અને તેઓ ચારેય દિશામાં ચાર મહાસાગરની પેઠે મર્યાદાનું પાલન કરવા માટે યોજાયા હતા. સમુદ્રોમાં જેમ માછલાંઓનાં અને મગરમચ્છોના સમૂહો રહ્યા હોય છે, તેમ એ મંત્રીઓ પણ ઘોડાઓ અને હાથીઓના સમૂહોથી યુક્ત હતા. સમુદ્રોમાં જેમ ચકરીઓના સમૂહો રહ્યા હોય છે, તેમ એ મંત્રીઓ પણ ચક્રવ્યૂહ વડે મહાસુશોભિત જણાતા હતા. સમુદ્રો જેમ તરંગો વડે રમણીય જણાય છે, તેમ એ મંત્રીઓ પણ બળથી ( શક્તિ અને સૈન્યથી ) બહુ રમણીય જણાતા હતા. પૃથ્વીને શોભાવનારો એ વિપશ્ચિત રાજા પોતાના મંત્રીઓ વડે સર્વ દિશાઓરૂપી ચક્રનો નાભિની પેઠે આધારરૂપ હતો. સુદર્શનચક્રની પેઠે શત્રુઓથી અજેય હતો અને સર્વ શત્રુવર્ગને જીતતો હતો. તેની પાસે એક દિવસ પૂર્વ દિશા તરફથી એક ચતુર ( દૂત ) આવી ઊભો રહ્યો. તે રાજાને એકાંતમાં કાળના વેગના જેવી ઉતાવળી ગતિવાળું અને ઘોર અક્ષરવાળું આ વચન કહેવા લાગ્યો : 'અસ્ખલિત રીતે પૃથ્વીરૂપી ગાયને ખીલાની પેઠે પોતાના બંને હાથરૂપી વૃક્ષમાં વિશ્રામ આપનાર( વિષ્ણુ તુલ્ય ) હે મહારાજ ! મારા મુખથી હું જે હકીકત કહું છું, તે આપ સાંભળો અને પછી જેમ યોગ્ય લાગે તેમ કરો. પૂર્વ દિશામાં આપે જે સામંત મોકલ્યો હતો, તે તાવથી મરણ પામ્યો છે. આપે તેને સર્વ શત્રુઓને જીતી દિગ્વિજય કરવા માટે આજ્ઞા કરી હતી અને તે યમને જીતવા સારુ યમપુરીમાં ચાલ્યો ગયો હોય એમ હું માનું છું. આમ પૂર્વ દિશાનો સામંત મરી ગયો એટલે દક્ષિણ દિશાનો નાયક દક્ષિણ દિશા અને પૂર્વ દિશા એ બંનેને જીતવાને પ્રવૃત્તિ કરતો હતો. પણ શત્રુએ તેને પૂર્વ અને પશ્ચિમ દિશા તરફના સૈન્ય સહિત આવીને ઘેરી લઈ મારી નાખ્યો છે. એ દક્ષિણ દિશાનો સામંત મરી ગયા પછી તમે પશ્ચિમ દિશામાં મોકલેલો સામંત પોતાના સૈન્યની સાથે પૂર્વ દિશા અને દક્ષિણ દિશાનું સંરક્ષણ કરવા માટે આદરથી સત્વર આવતો હતો. તેટલામાં તો દક્ષિણ દિશાના રાજાઓરૂપે રહેલા તેના શત્રુઓ પૂર્વ દિશાના રાજાઓ સાથે મળી ગયા અને તેમણે રસ્તામાં જ યુદ્ધ કરી તેને રણની વચમાં મારી નાખ્યો છે.

વસિષ્ઠ બોલ્યા : પૂર્વ દિશા તરફનો દૂત ઉપર પ્રમાણે કહેતો હતો, એટલામાં વળી બીજો દૂત પ્રલયકાળના જળના પ્રવાહની પેઠે ઉતાવળો ઉતાવળો હાંફતો હાંફતો રાજમહેલમાં પેઠો.

દૂત બોલ્યો : હે મહારાજ ! જેમ પાજ તૂટી જતાં પાણીનું પૂર એકદમ ચાલ્યું આવે છે, તેમ આપે ઉત્તર દિશામાં મોકલેલો સેનાધિપતિ ( સામંત ) શત્રુઓના ઉપદ્રવ વડે પીડિત થઈ જઈ પોતાના સૈન્ય સહિત આ તરફ પાછો ચાલ્યો આવે છે.

વસિષ્ઠ બોલ્યા : ઉપર પ્રમાણેનાં વચન સાંભળી રાજા હવે કાળક્ષેપ કરવો વાસ્તવ નથી એમ માની પોતાના ઉત્તમ મંદિરમાંથી બહાર નીકળ્યો અને પોતાની પાસેના હજૂરિયાને કહેવા

લાગ્યો : 'રાજાઓ, સામંતો અને મંત્રીઓને યુદ્ધની તૈયારી કરી અહીં બોલાવી લાવો. આયુધોની શાળાઓ ઉઘાડો અને તેમાંનાં તીક્ષ્ણ ઘોર હથિયારો લડવૈયાઓને આપો. શરીરોમાં બખ્તરોને ધારણ કરો, પાયદળ અહીં હાજર થઈ જાઓ, સૈન્યની ગણતરી કરો અને ઉત્તમ યુક્તિઓની ગોઠવણ કરો. સેનાના જુદા જુદા અધ્યક્ષોની નિમણૂક કરો અને ચારે બાજુ દૂતોને મોકલો.'

વસિષ્ઠ બોલ્યા : રાજા જુસ્સાથી અને ઝડપથી ઉપર પ્રમાણે કહેતો હતો, એટલામાં વ્યાકુળ ચિત્તવાળો પ્રતિહાર પ્રવેશ કરી કહેવા લાગ્યો.

પ્રતિહાર બોલ્યો : હે મહારાજ ! ઉત્તર દિશા તરફનો સેનાપતિ સામંત બહાર ડેઢીએ ઊભો છે. કમળ જેમ સૂર્યના દર્શન ઇચ્છે છે, તેમ તે આપ રાજાધિરાજનાં દર્શનને ઇચ્છે છે.

રાજા બોલ્યા : જાઓ, તેને સત્વર અહીં બોલાવી લાવો. તેની પાસેથી વૃત્તાંત સાંભળી દિશાઓના અંતોમાં શું બન્યું તે આપણે જાણી લઈએ.

વસિષ્ઠ બોલ્યા : રાજાએ પ્રતિહારને ઉપર પ્રમાણે કહ્યું, એટલે તેણે અંદર મોકલેલા સેનાપતિ સામંતને રાજાએ પોતાની પાસે આવેલો જોયો. એ સામંત પ્રણામ કરવામાં પરાયણ થઈ રહ્યો હતો. ઘા વાગવાથી તેના સર્વ અવયવો ઘાયલ થઈ ગયેલા હતા, તેનું પ્રત્યેક અંગ બાણો વડે વીંધાયેલું હતું, તે શ્વાસ વડે વ્યાકુલ બની ગયો હતો, રુધિરનું વમન કરતો હતો અને નિર્બળપણાથી શત્રુઓએ તેને જીતી લીધો હતો. એ સામંત રાજાને પ્રણામ કરીને પોતાના અંગમાં થતી વ્યથાને ધૈર્ય વડે થંભાવી રાખી હતી. અને નિરંતરપણે અવિચ્છિન્ન રીતે વધ્યા કરતા શ્વાસથી તે હાંફી રહ્યો હતો. તેણે નીચે પ્રમાણે બોલવાનો આરંભ કર્યો.

સેનાપતિ સામંત બોલ્યો : હે મહારાજ ! ત્રણે દિશાઓમાં આપે અધિકારી તરીકે મોકલેલા ત્રણે સામંતો પોતાના વિસ્તીર્ણ સૈન્યની સાથે યમપુરીમાં ગયા છે; તે જાણે આપની આજ્ઞાથી યમને જીતવા માટે જ ત્યાં ગયા હોય એમ લાગે છે. હું તેમના દેશોને સંભાળતો હતો, પણ મને અશક્ત જોઈને ઘણા રાજાઓ મારી પછવાડે લાગ્યા છે. તેઓ બળાત્કારથી ઠેઠ આટલે સુધી આવી પહોંચ્યા છે. શત્રુઓનું મોટું સૈન્ય આપ મહારાજાના દેશમાં આવી પહોંચ્યું છે. તો જેમ તેમણે આપના સૈન્યની દુર્દશા કરી છે, તેમ આપે તેની દુર્દશા કરવી જોઈએ. આપ જેવા મહારાજાને કશું પણ દુર્જય નથી.

વસિષ્ઠ બોલ્યા : વેદના વડે પીડાયેલો તથા રણમાં ઘાયલ થયેલો તે સામંત આ પ્રમાણે બોલતો હતો, એટલામાં વળી એક બીજો પુરુષ ઉતાવળથી પ્રવેશ કરી કહેવા લાગ્યો. 'હે મહારાજ ! આપણા દેશના પુરુષો પીપળા આદિ વૃક્ષનાં પાંદડાંઓની પેઠે કાંપે છે અને ચોતરફ ડોલ્યા કરે છે. ચારે દિશાઓમાં શત્રુઓની મોટી સેનાઓ આવી પડી છે. મહાજાજ્વલ્યમાન ચક્ર, ગદા, પ્રાસ, કુંત આદિ આયુધોનાં તો જાણે જંગલો જ ખડાં થઈ રહ્યાં હોય તેવો શત્રુઓનો કાંતિમય દેખાવ છે, તેથી આપણી જમીન જાણે લોકાલોક પર્વતના તટો વડે જ વીંટાઈ ગઈ છે. પતાકા, આયુધો અને યોદ્ધાઓને અંગમાં ધારણ કરી રહેલા તથા ચપળ સામાન વડે આકુળ દેખાતા તે રથો આકાશમાં ઊડેલા ત્રિપુરના સમૂહની પેઠે ચારે બાજુ પથરાઈ રહેલા દેખાય છે. પોતાની સૂંઢોને આકાશમાં ઉછાળતા અને જાણે માંસનાં વૃક્ષોનાં વનો જ ખડાં થઈ રહ્યાં હોય એવા દેખાતા હાથીઓના સમૂહો, વર્ષાઋતુમાં ગાજતા વરસાદના સમૂહોના જેવી ગર્જના કરે છે. પોતાની ગતિના ક્રમ વડે જાણે પૃથ્વી જ નીચીઊંચી થયા કરતી હોય તેમ ઘોડાઓના સમૂહ નીચા અને ઊંચા થયા કરે છે તથા પવન વડે ઉછળતા મહાસાગરની પેઠે શબ્દો કરે છે. શ્રમને લીધે ફીણવાળા, ધૂમરીઓની પેઠે ભમ્યા કરતા અને ચારે બાજુ કૂંડાળાંની પેઠે ચક્કર મારતા ઘોડાઓના સમૂહો ક્ષીરસમુદ્રના જળની

પેઠે અવાજ કરતા રહે છે. પ્રલયકાળના મહાસાગરનું પૂર જેમ પોતાના વિશાળ તરંગો વડે ચારે બાજુ ફરી વળે છે, તેમ આકાશની પેઠે ચળકાટ મારતાં કવચ—શસ્ત્ર આદિની તૈયારી વડે સુશોભિત એવું બળવાન સૈન્ય પ્રત્યેક દિશામાં ફરી વળેલું દેખાય છે. એ સૈન્યને અંગે રહેલાં, બાણ, શસ્ત્ર, અસ્ત્ર, બખ્તર, મુકુટ અને આભૂષણ કાંતિઓ જાણે આપના પ્રતાપરૂપી અગ્નિની મૂર્તિમાન જ્વાળાઓ હોય તેમ ચારે બાજુ ચમક્યા કરે છે. માછલાં—મગરમચ્છ આદિના આકારે રચાયેલા વ્યૂહો વડે યુક્ત અને વંટોળિયા વાયુની પેઠે ચારે બાજુ ફરી વળેલી સેનાઓ યોદ્ધાઓની ભીડથી ભરપૂર દેખાય છે. કુંત (ભાલા) આદિ આયુધોની પંક્તિઓ એકબીજામાં પરસ્પર અથડાવાથી જાણે કોપ પામી હોય તેમ તીક્ષ્ણ અવાજ પેદા કરે છે અને ઝબકારા મારે છે. હે મહારાજ! ઉપર પ્રમાણે આપને વિજ્ઞપ્તિ કરવાને મને મારા સ્વામીએ (આપના સામંતે) આજ્ઞા કરેલી છે; અને તેઓ પોતે આપણા દેશની સીમના અંતમાં આવેલી ઝાડીમાંથી યુદ્ધ માટે ગયા છે. હે મહારાજ! હવે હું પાછો એ મારા સ્વામીને મદદ કરવાને સાંગ, બાણ વગેરેની તૈયારી કરી જાઉં છું. જે કાંઈ કહેવાનું હતું, તે સર્વ હું આપને નિવેદન કરી ચૂક્યો છું. હવે જે કર્તવ્ય હોય તે આપ જાણો.'

વસિષ્ઠ બોલ્યા: એ દૂત ઉપર પ્રમાણે કહી ગળગળો થઈ ગયો અને સમુદ્રના તરંગની પેઠે શાંત થઈ પ્રણામ કરી તરત ચાલતો થયો. ગભરાટને પામેલા મંત્રીઓ, રાજાઓ, યોદ્ધાઓ, હાથીઓ, ઘોડાઓ, નોકરો, નગરજનો, અને સ્ત્રીઓ વગેરેનાં ટોળાંઓથી વ્યાકુળ થયેલો અને પોતાના ઉપર આવી પડેલા ભયને લીધે હાથમાં ઉપાડેલાં હથિયારોવાળા અનેક જનસમૂહોથી ભરેલો તે રાજમહેલ પ્રચંડ પવન વડે વ્યાકુળ થઈ રહેલા મોટા જંગલના જેવો અતિ વ્યાકુળતાવાળો દેખાતો હતો. ૧—૪૮

संभ्रान्तमंत्रिनृपयोधनियोगिनाग-
नारीरथाश्वपरिवारकनागरौघम् ।
राज्ञो गृहं स्वभयतोलितहेतिसार्थं
चंडानिलाकुलमहावनतुल्यमासीत् ॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'પાર્થિવસંરંભવર્ણન' નામનો સર્ગ ૧૦૮ મો સમાપ્ત

## સર્ગ ૧૦૯ મો*

### રાજાએ સ્વદેહને અગ્નિમાં હોમી તેમાંથી ચાર દેહ ઉત્પન્ન કર્યા

वसिष्ठ उवाच

एतस्मिन्नंतरे सर्वे मंत्रिणो नृपमाययुः ।
मुनयो वासवमिव दैत्याक्रांतनभोभुवम् ॥ १ ॥

વસિષ્ઠ બોલ્યા: જેમ દૈત્યોએ સ્વર્ગલોક દબાવવાથી વ્યાકુળ થઈ ગયેલા ઇન્દ્ર પાસે મુનિઓ આવે, તેમ શત્રુઓએ પોતાનો દેશ ઘેરી લેવાથી વ્યાકુળ થઈ ગયેલા રાજા પાસે એટલા સમયમાં સર્વ મંત્રીઓ ભેગા થઈ ગયા.

મંત્રીઓ બોલ્યા: હે મહારાજ! અમે વિચાર કરી બધો નિર્ણય કરી લીધો છે કે, સામ, દામ અને ભેદ એ ત્રણે ઉપાયો આપણા શત્રુઓ પાસે કાર્ય કરી શકે તેમ નથી; માટે તેનો દંડ જ આપવો જોઈએ. હે મહારાજ! સામ અને ભેદ આપણે કોઈ દિવસ અગાઉ પણ શત્રુઓ પાસે કરેલ નથી, તો હમણાં તે કરવાની વાત જ શી કરવી? આપણા શત્રુ એ મ્લેચ્છ લોકો મહાપાપી છે, ધનાઢ્ય છે, જુદા જુદા દેશમાંથી આવી ભેગા થયા છે, શસ્ત્ર આદિની સારી તૈયારીઓવાળા છે, સંખ્યામાં બહોળા છે અને આપણાં છિદ્રોને બરાબર જાણનારાં છે; માટે તેઓ સામ આદિ ઉપાયને માને એમ નથી. આ બાબતમાં સારી રીતે સાહસ કર્યા વિના બીજો કશો ઉપાય નથી,

* આ એકસોનવમા સર્ગમાં મંત્રીઓનાં વચન સાંભળી, રાજા પોતાના દેહનો અગ્નિમાં હોમ કરશે અને તેના બીજા ચાર દેહ તરત અગ્નિમાંથી ઉત્પન્ન થશે તે વિષે વર્ણન કરવામાં આવશે.

તેથી હવે તરત રણસંગ્રામને માટે ઉદ્યોગ કરો. આપ હવે શૂરવીર પુરુષોને યુદ્ધ માટે આજ્ઞા આપો, ઇષ્ટદેવતાની પૂજા કરો, સામંતોને બોલાવો અને રણનાં નગારાં વગડાવો. સર્વ યોદ્ધાઓ તૈયાર થઈ રણસંગ્રામમાં નીકળી પડો. સર્વ દિશાઓને હાથીઓ વડે જાણે પ્રલયકાળના કાળા મેઘો વડે સુશોભિત હોય તેવી સુશોભિત બનાવો. ધનુષ્યના પરસ્પર અથડાવાથી ઊંચા નાદો થતા રહો, પ્રત્યંચાના સમૂહોના શબ્દ સંભળાઓ અને અર્ધ-ચંદ્રના આકારે રાખેલાં ધનુષ્યો વડે દિશાઓ વરસાદનાં વાદળાંઓની પેઠે શ્યામ થઈ રહો. ઝબકારા મારતી પ્રત્યંચારૂપી વીજળી વડે સુશોભિત ઘાટા સિંહનાદરૂપી ગર્જના વડે યુક્ત અને ધનુષ્ય—કુંડળ વગેરેથી સુંદર દેખાતા શૂરવીરરૂપી મેઘો બાણોરૂપી જળધારા વરસાવો.

રાજા બોલ્યો : ભલે, તમે સર્વ યુદ્ધ માટે નીકળો. નગરની રક્ષા માટે અને વ્યૂહરચના વગેરે સંબંધી જે ગોઠવણ કરવી ઘટે તે કરો. હું સ્નાન કરી, અગ્નિનું પૂજન કરી પછી રણભૂમિમાં આવું છું.

વસિષ્ઠ બોલ્યા : રાજાએ એ પ્રમાણે કહ્યું ત્યારે તે મોટાં કાર્યોમાં વ્યગ્ર હતો, છતાં તેણે તેમને છોડી દીધાં. પછી તરત વર્ષાઋતુમાં નવો બગીચો જેમ જળ વડે ભિંજાઈ જાય છે, તેમ પોતે ગંગાજળથી ભરેલા ઘડાઓ વડે નાહ્યો. હવે તેણે અગ્નિશાળામાં પ્રવેશ કર્યો અને શાસ્ત્રાનુસાર આદર વડે અગ્નિનું પૂજન કરી તેણે વિચાર કરવા માંડ્યો : 'અનાયાસે મળેલા અનેક વિલાસોવાળા વૈભવોની શોભા વડે મેં આખું આયુષ્ય ગાળ્યું છે, પ્રજાને અભયદાન પણ આપ્યું છે. અને ઠેઠ સમુદ્ર પર્યંત મારી મહોર—છાપ તથા મારો જ હુકમ મેં અનુભવ્યો છે. શત્રુઓનાં રાજ્ય લઈ મેં તેમને મારા પગ બે દબાવ્યાં છે અને દશે દિશાઓને કર આદિરૂપી ફળોના ભાર વડે મેં લતાની પેઠે જ નમાવી દીધેલી છે. પ્રજાઓનાં ચિત્તરૂપી ચંદ્રબિંબમાં મેં મારો નિર્મળ યશ સારી પેઠે પૂરી દીધેલો છે, મેં મારી કીર્તિલતારૂપી ગંગાને પૃથ્વીમાં સર્વત્ર પ્રસારી દીધી છે અને તે નીચેનાથી તે ઉપરના સર્વ લોકમાં વ્યાપ્ત છે. સંબંધીઓ, મિત્રો, પૂજ્ય બ્રાહ્મણ વગેરે ગુરુજનો અને બંધુઓનાં ઘરોને મેં ખજાનાની પેઠે રત્નો વડે ભરી દીધેલાં છે અને મેં દિગ્વિજય કરતા સમુદ્રના તીરમાં નાળિયેરના રસના આસવનું પાન કર્યું છે. શત્રુઓના પ્રાણને મેં શબ્દ કરતી વખતે દેડકાના ગળાના ભાગની હાલતી ચામડીની પેઠે કંપાવેલ છે. બીજા દ્વીપોના કુલાચલ પર્વતોને મેં મારી આજ્ઞાને માથે ચડાવનારા બનાવી દીધા છે. મેં સિદ્ધલોકોની સેનામાં વિહાર કર્યો છે અને હું દિશાઓના અંતભાગમાં આવેલી અપૂર્વ કાંચનમય ભૂમિમાં પણ ફર્યો છું. પૃથ્વીના અંતભાગમાં આવેલા પર્વતોનાં શિખર ઉપર પણ મેં વરસાદનાં વાદળાંઓની પેઠે વિશ્રાંતિ લીધી છે. જ્ઞાન વડે પૂર્ણ એવી બુદ્ધિ જેમ એકાંતમાં સમાધિના અભ્યાસ વડે પરમપદમાં વિશ્રાંત થાય છે, તેમ મેં પ્રજાના પ્રિય અર્થનું સંપાદન કરી અને સમૃદ્ધ દેશો મેળવ્યા હતા. વળી મેં દુષ્ટ રાક્ષસોને દૃઢ અને મજબૂત બેડીઓમાં નાખ્યા હતા. એકબીજાને પરસ્પર બાધ ન આવે તેમ સમાન રીતે થયા કરતા ધર્મ, અર્થ અને કામ વડે મેં મારું આજ દિવસ સુધીનું વય ગાળ્યું છે. હું હમણાં જાણે યશનું અત્યંત પાન કરી ધવલ થઈ ગયો હોઉં તેમ જરા વડે ધોળો થઈ ગયો છું. મને હમણાં લીલા ઘાસ ઉપર પડેલાં ઝાકળનાં બિંદુઓના સમૂહ જેવું ધોળું વૃદ્ધ વય પ્રાપ્ત થયું છે અને તે સર્વ ભોગોના આનંદથી રહિત છે. વિશેષમાં વળી બળવાન ભયંકર શત્રુઓ ચડી આવ્યા છે. અને તેઓ યુદ્ધ ઇચ્છે છે. એ લોકો ચારે બાજુથી ભેગા થઈ સાંપીને આવેલા છે. યુદ્ધમાં જય સંદિગ્ધ છે, માટે અહીં આ સમયે જ જયદાયી એવા આ અગ્નિદેવને હું પ્રકટ કરીને આ મારા મસ્તકની આહુતિ આપું.'

રાજા બોલ્યો : હે દેવાધિદેવ! હે અગ્નિદેવ! યજ્ઞમાં પૂરોડાશની પેઠે આ મારા મસ્તકને હું

આપના કુંડમાં આહુતિરૂપે હોમું છું. હે મહારાજ! જો મારા આ કૃત્યથી આપ પ્રસન્ન થયા હો, તો બળવાન અને લક્ષ્મીવાન એવા નારાયણના ચાર ભુજની પેઠે બળવાન અને લક્ષ્મીવાન એવા મારા ચાર દેહ આ કુંડમાંથી ઉત્પન્ન થાઓ; એટલે તે વડે હું ચારે બાજુ ચારે દિશાઓમાં શત્રુઓને નિર્વિઘ્નપણે મારું. હે મહારાજ! હું જ્યારે આપનું સ્મરણ કરું, ત્યારે આપે મને દર્શન આપવું.

વસિષ્ઠ બોલ્યા : આમ એ રાજાએ કહ્યું. પછી બાળક જેમ લીલા વડે ચપળ કમળને છેદી નાખે છે, તેમ તેણે ખડ્ગ લઈને તે વડે પોતાના માથાને છેદી નાખ્યું. આમ છેદેલા પોતાના મસ્તકને તે રાજા અગ્નિમાં હોમવા જાય છે તેવો તે પોતે ધડ સહિત અગ્નિમાં જઈ પડયો. અગ્નિએ હવિરૂપે તેનો ઉપયોગ કરી પાછું તેને બદલે ચોગણું આપ્યું; કેમ કે જે મહાન પુરુષોના ઉપયોગ માટે કલ્પાયેલ હોય છે, તે તરત વૃદ્ધિ પામે છે. પછી નારાયણ ભગવાન જેમ સમુદ્રમાંથી બહાર નીકળે છે, તેમ તે રાજા અગ્નિમાંથી જુદા જુદા ચાર દેહે બહાર નીકળ્યો. ત્યારે તે તેજના સમૂહો વડે મહાપ્રદીપ્ત દેખાતો હતો. તેના તે ચાર દેહો સૂર્યની કાંતિ વડે પ્રકાશવાળા હતા અને સાથે ભેળા જ ઉત્પન્ન થયેલા હતા. ઉત્તમ મુકુટ, આભૂષણો, આયુધો તથા વસ્ત્રો વડે તે સુશોભિત હતા. તેઓ બખ્તરો અને મસ્તનાં રક્ષણનાં સાધનો વડે યુક્ત હતા અને મુકુટના રત્નો, કંકણો તથા બાજુબંધોથી સુશોભિત હતા. તે સર્વે હારો તથા કુંડળોની રચના વડે રમણીય હતા, સર્વની રક્ષા કરતા હતા અને મોટા મનના હતા. સર્વેનો આકાર એકસરખો જ હતો અને તેમના અવયવો પણ સરખા જ હતા. ઉચ્ચૈઃશ્રવા નામના ઇન્દ્રના ઘોડાના જેવા રમણીય તથા ચપળ એવા ઉત્તમ ઘોડા ઉપર તેઓ ચડયા હતા. તેઓ સુવર્ણ સહિત બાણો તથા ભાથાઓ વડે યુક્ત હતા અને મહાસ્વચ્છ ઉદાર ચિત્તવાળા હતા. તે ચારેયનાં ધનુષ્ય અને પ્રત્યંચા સમાન હતાં, તેમ દેહ પણ સમાન સુંદર હતા. એ રાજાના ચારે ય દેહ પાલખી ઉપાડનારા જે પુરુષો ઉપર, હાથી ઉપર, રથ ઉપર કે ઘોડા ઉપર બેસે, તેને શત્રુએ યોજેલ મંત્ર, યંત્ર, કૃત્યા, શસ્ત્ર તથા અસ્ત્ર આદિ દોષો કાંઈ બાધ કરી શકે નહિ એવો તેમનો પ્રભાવ હતો. કેમ જાણે વડવાનલે પ્રથમ ચારે ય સમુદ્રનું પાન કરી ઘણા કાળ સુધી પોતાના ગર્ભમાં રાખી, પછી પુરુષઆકારે અગ્નિકુંડમાં પાછા ઉત્પન્ન કર્યા હોય તેવા તે મહાગંભીર દેખાતા હતા. રત્ન વડે શણગારેલા ઘોડાઓના દેહમાં સુશોભિત દેખાતા, પુષ્પોના સમૂહો વડે પૂર્ણ દેહવાળા અને ચંદ્રમાના જેવા સુંદર હાસ્ય વડે દિશાઓને પ્રકાશ આપનારા એ ચારેય વિપશ્ચિત્ત રાજાઓ આહુતિ વડે હોમાયેલ અગ્નિમાંથી જાણે મૂર્તિમાન ચાર વિષ્ણુ જ હોય અથવા મૂર્તિમાન ચાર વેદ હોય અથવા તો મૂર્તિમાન ચાર સમુદ્ર હોય તેમ બહાર નીકળ્યા. ૧—૩૮

**रत्नाश्वदेहकुसुमोत्करपूर्णदेहाश्चत्वार इन्दुहसितैरवभासयन्तः । सन्मूर्त्तयो हरय एव यथाऽब्धयो वा वेदा इवाहुतिहुतादनलात्प्रसस्रुः ॥३८॥**

**શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'અગ્નિપ્રવેશથી દેહલાભ' નામનો સર્ગ ૧૦૯ મો સમાપ્ત**

# સર્ગ ૧૧૦ મો*

## વિપશ્ચિતનું શત્રુઓની સાથે ઘોર યુદ્ધ

**वसिष्ठ उवाच**

**पुरोपकंठं संप्राप्तैश्चतुर्दिक्कं सहारिभिः ।
एतस्मिन्नंतरे तत्र प्रवृत्तं दारुणं रणम् ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યા : એટલા સમયમાં શહેરની પાસે ચારેય દિશાઓમાં આવી પડેલા શત્રુઓની સાથે મહાદારુણ યુદ્ધ ચાલુ થયું. શત્રુઓ ગામડાંઓને અને નગરને લૂંટવા લાગ્યા. પ્રજા-

* આ એકસોદશમા સર્ગમાં શહેરની પાસે ચારે ય દિશાઓમાં આવી પડેલા શત્રુઓ સાથે પ્રવૃત્ત થયેલા દારુણ યુદ્ધ વિશે વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.

ઓનો સમૂહ અત્યંત વ્યાકુળ થઈ ગયેલો જણાતો હતો. કેટલાકના દેહો અગ્નિની જ્વાળા લાગવાથી બળતા દેખાતા હતા. ધુમાડારૂપી વાદળાંઓના ગોટાઓથી સર્વ ભાગ વ્યાપ્ત થઈ રહ્યો હતો. બાણોના સમૂહ વડે અને ઘણા ધુમાડાથી સૂર્યનારાયણ ઢંકાઈ ગયા હતા તેથી ચારેબાજુ અંધકાર પથરાઈ રહ્યો હતો. ક્ષણમાત્રમાં સૂર્ય દેખાતો હતો અને ક્ષણવારમાં તે અદૃશ્ય થઈ જતો હતો. અગ્નિની જ્વાળાઓનો મોટો તાપ લાગવાથી વનનાં વૃક્ષોનાં પાંદડાંઓ તપી જતાં હતાં. ચપળ ઊંબાડિયાં, શૂળ અને મુસળ વડે આખું આકાશ પુરાઈ રહ્યું હતું. અગ્નિનાં અનેક પ્રતિબિંબોથી આયુધોનો બમણો પ્રકાશ દેખાતો હતો. રણમાં સામે પગલે મરાયેલા મોટા શૂરવીરો સ્વર્ગમાં ઈન્દ્રની અપ્સરા અને અમૃતને પામતા હતા. ઉચ્છૃંખલપણે થયા કરતી હાથીઓની ગર્જનાને લીધે રણમાં ઉત્સાહ રાખનારા પુરુષોને હર્ષ થતો હતો. ભુશુંડી, પ્રાસ, શૂળ, તોમર આદિ આયુધોના સમૂહની વૃષ્ટિ થતી હતી. કેટલાક પામર પુરુષો તો યુદ્ધમાં યોદ્ધાઓના કોલાહલના શ્રવણ માત્રથી જ હૃદયનો ભંગ થતાં મરી જતા હતા. ધૂળનો સમૂહ ઉપર પથરાઈ જવાથી ધોળાં થઈ રહેલાં વાદળાંઓથી અંતરિક્ષનો માર્ગ રોકાઈ ગયો હતો. મરણના ભયથી વ્યગ્ર થઈ ગયેલા સામંતોના સમૂહો મોટા પોકારની સાથે નાસતા હતા. આમતેમ ચોબાજુ ઉત્પાતનો અગ્નિ લાગ્યો હતો, તેથી પ્રજાઓ પીડિત થતી હતી. અગ્નિ વડે બળી જવાથી ઘરો પડી જતાં હતાં અને તેમાંથી અગ્નિ વરસનારાં ધુમાડારૂપી વાદળાંઓ નીકળતાં હતાં. શત્રુનું મરણ થતાં આનંદ આપનારાં અસંખ્ય બાણોની ધારારૂપી વરસાદથી સર્વ ભાગ વ્યાપ્ત થઈ ગયો હતો. એ યુદ્ધ ઘોડાઓરૂપી તરંગોથી સમુદ્રના તરંગોનો પરાજય કરતું હતું. હાથીઓના દાંત ભીંસાવાથી મંદ રીતે થયા કરતા ચિત્કારના શબ્દ વડે કાનને અરુચિ ઉત્પન્ન થતી હતી. ગઢના ઉપરના ભાગમાં આવેલી કોટડીઓની ભીંતો ઉપર ઉત્તમ યોદ્ધાઓએ કાંટાઓ પાથરી દીધા હતા અથવા કાંટાની પેઠે જ બાણો ખોડી દીધાં હતાં. અગ્નિ વડે વીંટાયેલા અને કુંઠિત થઈ ગયેલા ગઢોની ઉપરની મેડીઓનાં શિખરોમાં અગ્નિની જ્વાળાઓ નૃત્ય કરતી હતી. ચારેબાજુ મોટા આડંબરની સાથે અસ્ત્રો ઊછળતાં હતાં અને તેથી મનુષ્યોના જવાઆવવામાં હરકત થતી હતી. આકાશમાં ઊડયા કરતી મહેલોની ધજાઓમાં પવન અથડાવાથી પટપટ અવાજ થતો હતો. હાથીઓના દંતૂશળના ગુણો જોઈ તેની સ્પર્ધાથી પાષાણના અથડાવાથી થતા આયુધોના ઘસારાના અવાજથી અને હાથીઓની મોટી ગર્જનાથી યુદ્ધમાં ઉત્સાહ ઉત્પન્ન કરાવી જાણે દિગ્ગજોને ત્યાં બોલાવતા હોય તેવો દેખાવ નજરે પડતો હતો. આકાશરૂપી મહાસાગર નિરંતર વહ્યા કરતાં બાણોરૂપી નદીના પૂર વડે પૂર્ણ થઈ રહ્યો હતો. નિરંતર ચાલ્યા કરતી ચક્ર, ભાલા અને તલવારની ધારાઓરૂપી મગરમચ્છોથી તેમાં પ્રવેશ કરવાનું કામ પણ બહુ જ કઠણ હતું. સિંહનાદ કરી રહેલા યોદ્ધાઓ એકબીજામાં પરસ્પર અથડાતા હતા. તેમનાં બખ્તરોના ઉત્કટ અવાજથી શોભી રહેલા ઝણઝણાટનો શબ્દ આખા દ્વીપના પ્રદેશમાં ફરી વળતો હતો. પગના પ્રહાર વડે કચરાઈ ગયેલાં બાણોથી ત્યાં કાદવ જામી ગયો હતો. વહ્યા કરતી રુધિરની નદીના પ્રવાહમાં રથો અને હાથીઓ તણાતા જતા હતા. ગરુડની ક્રીડાની પેઠે પટ્ટાઓ અને અસ્ત્રો ઊંચે તથા નીચે ઊછળતાં હતાં. શત્રુઓનાં બાણરૂપી જળના તરંગને લીધે દુ:ખથી પીડાયેલા યોદ્ધાઓનાં આયુધોરૂપી જળચર પ્રાણીઓ નાસી જતાં હતાં. આયુધોનો પરસ્પર સંઘર્ષ થતાં તેમાંથી જ્વાળા ઉત્પન્ન થતી હતી અને તેથી આકાશ દેદીપ્યમાન જણાતું હતું. વળી પળિયાંથી રહિત (જુવાન) શૂરવીર પુરુષો રણસંગ્રામમાં મરાતા હતા અને દેવરૂપ થઈ જઈ સ્વર્ગને પ્રાપ્ત થતા હતા. રજરૂપી ધોળાં વાદળાંમાં પ્રખર ચક્રરૂપી વીજળીઓ ચમકતી હતી. આકાશ આયુધો વડે અવકાશ વિનાનું થઈ ગયું હતું.

અને તેને લીધે આયુધો પૃથ્વી સુધી ન પહોંચતાં અદ્ધર ભમતાં હતાં. બાણને વરસનારા મોટા યોદ્ધાઓનો ડોળ જોઈ પ્રતિપક્ષી યોદ્ધાઓ સામે ઉત્કટ સિંહનાદ કરતા હતા. ભાંગી જઈ પૃથ્વી પર પડેલાં ગાડાંમાં ભરાવાથી પૈડાં ભાંગી જતાં કેટલાક રથો નીચે પડતા હતા. શત્રુઓ માથાં વગરનાં ધડો, યોદ્ધાઓ અને વેતાલો સાથે ભળી ગયા હતા. તેથી તેમાં ઘણા કષ્ટે પણ માંડ પ્રવેશ થાય તેવું હતું. વેતાલો શબના ઉત્તમ માંસરૂપ એવા હૃદયકમળના ભાગને ખાઈ જતા હતા. શૂરવીર પુરુષો શત્રુઓની ધોરી નસોને વીંધી નાખતા હતા. અને માથું, હાથ, ખરીઓ તથા સાથળો વગેરે શસ્ત્ર વડે ચીરી નાખતા હતા. માથા વગરનાં ધડોના હાથરૂપી વૃક્ષો આમતેમ હાલી રહ્યાં હતાં તેથી આકાશ એક જંગલ જેવું બની ગયું હતું. કૂદકા મારતા અને ચપળ હાસ્ય-વાળા વેતાલો આનંદથી ખુશખુશાલ થઈ ગયા હતા અને તેઓ પોતાના કરંડિયાઓને શબોથી ભરી લેતા હતા. બખ્તરો ધારણ કરી લઈ ભવ્ય દેખાવવાળા આડંબર વડે સુંદર દેખાતા શૂરવીર યોદ્ધાઓની ચઢી ગયેલી ભ્રૂકુટીનો મહાભયંકર દેખાવ નજરે આવતો હતો. નિયમથી શત્રુઓને અવશ્ય મારવા અથવા પોતે અવશ્ય મરવું એ શૂરવીરને એક ભૂષણરૂપ છે અને યોદ્ધાઓ તેનું જ આચરણ કરતા હતા. જ્યારે કોઈ પ્રહારને સહન કરવા અસમર્થ બની જતો હતો અને બીજાને પ્રહાર કરી શકતો નહિ, ત્યારે તેની અપાર નિંદા થતી હતી. શૂરવીર પુરુષોના શ્રેષ્ઠ હાથીઓનું મદજળ શ્રમને લીધે શોષાઈ જતું હતું. કાળ કેવળ મનુષ્યોને મારવામાં જ રસિક છે અને તેના આનંદ-ને આ યુદ્ધથી પોષણ મળતું હતું. એ યુદ્ધની અંદર પોતાને માટે પોતાની બડાઈ ન કરનારા અને ગુપ્ત રીતે ઢંકાઈ રહેલા શૂરવીર પુરુષોનો જય તેના સ્વામી પાસે પ્રસિદ્ધપણે જણાઈ રહેતો હતો. ત્યારે જે ભીરુ પુરુષો ગુપ્ત રીતે ઢંકાઈ રહ્યા હતા, તેમનું બીકણપણું પણ તેમના સ્વામીના જાણવામાં આવતું હતું. એ યુદ્ધ મનુષ્યની અંદર ગૂઢપણે રહેલા શૌર્ય આદિ ગુણોને જાગ્રત કરી દેતું હતું. જે લોકો પોતાના બાહુબળ વડે વખાણતા હતા અને દેશમાં દુર્બળ પુરુષોના આધારરૂપ હતા, તેમને એ યુદ્ધના ધનના જેવું જ પ્રિય લાગતું હતું. ત્યાં હાથી અને રથોનું એકબીજામાં પરસ્પર પછડાવું થતાં હાથીઓનાં ગંડસ્થળો ભેદાઈ જતાં હતાં અને સર્વ મદોન્મત્ત ગંધહસ્તીઓના મદનું જળ પરિશ્રમને લીધે શોષાઈ જતું હતું. જેમ મદોન્મત્ત હાથી જળમાં પેસતાં સારસ પક્ષીઓ ચીસ નાખી ભાગી જાય છે, તેમ એ યુદ્ધમાં કેટલાક તરુણ સામંતો પણ ભયને લીધે ચીસ નાખી પોતાના હાથીને મૂકી દઈ ભાગી જતા હતા. ત્યારે વૃદ્ધ છતાં હાથચાલાકી-વાળા કેટલાક સામંતો તલવાર મારવામાં પોતાની બહાદુરી બતાવતા હતા. કોઈક સ્થળે યોદ્ધાઓનો સમૂહ નહિ આવ્યા છતાં ભયને લીધે મનુષ્યો ભ્રાંતિથી ભાગી ગયા હતા અને પરસ્પર પગ તળે કચરાઈ જવાથી અધમૂવા જેવા થઈ ગયા હતા. દિવસ જેમ સૂર્યનારાયણને અધીન રહે છે. તેમ તેઓ રાજાને શરણે જઈ પડતા હતા. અભિમાન-રૂપી વાયુના જોર વડે ઉન્મત્ત થઈ ગયેલા પુરુષો પોતાને નમી જનારને પણ કૂટી પાડતા હતા. પોતાનું પ્રાણ સમાન ધન નગરના બજારની પેઠે ત્યાં વેચાઈ જતું હતું. લૂગડાંને (ધજાને) ધારણ કરી રહેલા પતાકાઓના સમૂહ ચપળ ભુજલતાઓ જેવા જણાતા હતા. એ યુદ્ધની ભૂમિ રુધિર વડે ઉજ્જ્વળ હતી, તેથી જાણે ત્રૈલોક્યની લક્ષ્મીના આભૂષણરૂપ પરવાળાં પથરાઈ રહ્યાં હોય તેવો ભાસ જણાતો હતો. મંદારવૃક્ષનું અથવા મંદરા-ચળનું અથડાવું થવાથી જેમ ઊછળતા ક્ષીરસાગરના જળ સુંદર દેખાય છે. તેમ છત્રો વડે ઢંકાઈ રહેલ હથિયારોના સમૂહરૂપી પુષ્પોથી આકાશરૂપી આંગણું સુશોભિત થઈ રહ્યું હતું. મહાદેવજીના ગણો, દેવતાઓ અને ગંધર્વો એ યુદ્ધમાં લડનારા યોદ્ધાઓના ઉત્સાહ આદિ શુભ ગુણોને વખાણતા હતા. ગંધર્વ આદિની પ્રતિભા વડે ફરકયા કરતી ધજાઓના અગ્રભાગને લીધે તેમ જ શસ્ત્રોરૂપી

મદિરા વડે મહોન્મત્ત બની જવાથી યોદ્ધાઓ બળદેવજી જેવા જણાતા હતા. ભેગા થઈ પ્રહાર કરનારા અસંખ્ય રાક્ષસો કશું બોલ્યાચાલ્યા વિના ગુપ્ત રીતે પોતે રસ—રક્ત આદિનું ભક્ષણ કરતા હતા અને શબ આદિના ભારને ઉપાડી લઈ, તેઓ પર્વતની ગુફારૂપી પોતાના ઘરમાં રહેલા બીજા પણ ઝેરી વૃક્ષના જેવા સર્વ ઝેરી રાક્ષસોને જમાડતા હતા. કેમ જાણે ભાલાંનાં વનો જ ઊભાં હોય, એવો દેખાવ આપનાર ભાલાદારોએ કાપી નાખી ફેંકી દીધેલાં શત્રુઓનાં માથાંઓ અને હાથો વડે આકાશ વ્યાપ્ત થઈ રહ્યું હતું. ગોફણોથી ફેંકેલો પાષાણોનો સમૂહ આકાશરૂપી લતામાં ઊડતો હતો. મોટાં વૃક્ષો યોદ્ધાઓના ખભા ઠોકવાના અવાજથી જાણે ફાટી જતાં હોય તેમ શબ્દ કરતાં હતાં. સ્ત્રીઓના કોલાહલના શબ્દથી નગરનાં બધાં ઘરો ગાજી રહ્યાં હતાં. મંદ મંદ શબ્દ કરનારા અને અગ્નિના જેવા અતિ ઉજ્જ્વળ દેખાતા આયુધોના સમૂહો આકાશની અંદર ઝબકતા હતા. પોતાનાં ઘર અને ધનને છોડી દઈ, પ્રજા કોઈ છેટે રહેલા પ્રદેશની ભૂમિમાં નાસી જતી હતી. ચારે બાજુ આયુધોનાં વાહનો ચાલવાથી કોઈ પણ ત્યાં જોવાને ઊભું રહેતું ન હતું. જેમ પક્ષીરાજ ગરુડનો સમૂહ સર્પો વડે રહિત હોય, તેમ એ યુદ્ધભીરુ પુરુષોથી સાવ રહિત જ હતું. હાથીઓનાં ગંડસ્થલ મનુષ્યરૂપી દ્રાક્ષોને પીલવાનું જાણે મૃત્યુનું યંત્ર જ હોય તેવાં દેખાતાં હતાં. એ ગંડસ્થળમાં હાથીઓએ દાંતો વડે પીસી નાખ્યા છતાં જીવતા રહેલા મોટા યોદ્ધાઓને અત્યંત સંકટ ભોગવવું પડતું હતું. યંત્રમાંથી નીકળતા પાષાણો પછડાઈ જતાં વસ્ત્રમાં છુપાવી રાખેલાં હથિયારો કચરાઈ જઈ ચૂરેચૂરા થઈ જતાં હતાં. યોદ્ધાઓની ગર્જના સાંભળી હાથીઓના સમૂહો સામી ગર્જનાઓ કરતા હતા અને તેથી ગુફાઓ પણ ગાજી રહેતી હતી. પર્વતોની ગુફામાં શબ્દ પહોંચવાથી ઊઠેલા પડછંદાના શબ્દોથી તેનો અંદરનો સર્વ ભાગ ગાજી રહેતો હતો. જે યોદ્ધાઓ જન્મથી માંડી મોટા યત્ન વડે મેળવેલા પોતાના પ્રાણના સર્વસ્વરૂપ સર્વ બળને પ્રકટ કરતા હતા, તે શૂરવીર પુરુષો જ એ રણમાં જય મેળવતા હતા. શસ્ત્રોનું એકબીજામાં અથડાવું થતાં ઉત્પન્ન થયેલા અગ્નિ વડે અને નિરંતર થયા કરતા અગ્નિના ભડકા વડે માણસોનો ઘાણ વળી જતો હતો. ક્ષણે ક્ષણે અનેકરૂપે થનારાં દ્વંદ્વયુદ્ધો વડે એ યુદ્ધનો અંત જ આવતો ન હતો. જાણે શંકરના આધારરૂપ શુદ્ધ મૂર્તિમાન કૈલાસ પર્વત હોય તેવા શુદ્ધ દેખાતા, મરતાં મરતાં અવશેષ રહેલા અને સૈન્યના સારરૂપ એવા ઉત્તમ યોદ્ધાઓના સમૂહો વડે તે રણક્ષેત્ર ચારે બાજુ વીંટાયેલું જણાતું હતું. જે શૂરવીર પુરુષોને રણમાં મરવું એ જીવિતના કરતાં પણ પ્રિય જણાતું હતું અને રણમાંથી નાસી આવી જીવતા રહેવું એ મરવા કરતાં પણ બહુ બૂરું લાગતું હતું, તે ઉદાર વીર પુરુષો ત્યાં ભેગા થયા હતા અને તેઓ પરમપદને પ્રાપ્ત થવાથી મૃત્યુના પણ મૃત્યુરૂપ હતા. એ યુદ્ધની અંદર ઉત્તમ હાથીઓરૂપી કમળો કપાઈ જઈ આકાશમાં ઊડયા કરતાં હતાં. સારસ પક્ષીઓ જેમ તળાવની અંદર દીપી નીકળે છે, તેમ એ યુદ્ધમાં અતિ બળવાન યોદ્ધાઓ ઝળકી ઊઠતા હતા. ગોફણના ફેંકવાના પ્રવાહરૂપી નદીઓના અવાજથી તત્કાળ કપાઈ ગયેલાં તથા આકાશમાં ઊડતાં માથાંના ( ખોપરીના ) શબ્દોથી, બાણરૂપી જળની વૃષ્ટિ કરનાર યોદ્ધાઓના સિંહનાદથી, આકાશમાં ફેલાઈ ગયેલા આયુધોના અવાજથી અને ઘોડાઓના સમૂહોની તથા હાથીઓની ગર્જનાથી એ યુદ્ધ ભરાઈ ગયું હતું અને કાન બહેરા થઈ જવાથી તેમાં કશું સંભળાતું ન હતું. તે યુદ્ધ સંધિના બંધોથી રહિત એક સળંગ પાષાણના ગર્ભના જેવું સ્તબ્ધ થઈ ગયું હતું.

**यंत्राश्मक्षेपणानां प्रसरणखरिताधूकृतैः फूत्कृतैर्द्राक् क्रान्तानां व्योम्नि मूर्ध्नां शरस लिलमुचां सैनिकानां च नादः । टांकारैरायुधानां नभसि विसरतामश्ववर्गेभवर्गैरासीद्भिः संधिबन्धोपलजठरजडं जीर्णकर्णं गतं तत् ॥ ९७ ॥**

સર્ગ ૧૧૦ મો સમાપ્ત

# સર્ગ ૧૧૧ મો*

## વિપશ્ચિત્ રાજા પોતે યુદ્ધમાં ઊતર્યો

वसिष्ठ उवाच

**इति कल्पांतसदृशे यत्ते समरसंभ्रमे ।**
**पतन्तीषूत्पतन्तीषु सेनासु समरेजिरे ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યા : આમ પ્રલયના જેવો રણ-સંગ્રામ પ્રવૃત્ત થઈ રહ્યો હતો અને રણાંગણમાં સેનાઓનું જવું—આવવું થતું હતું. આકાશની અંદર તૂરી, ભેરી, મોટા શંખો અને ખડ્ગોનો અવાજ સંભળાતો હતો તેમ જ વીર પુરુષોના ધનુષ્યના શબ્દોનો ઊંચો સ્વર થઈ રહ્યો હતો. યોદ્ધાઓનો સમૂહ અન્યોન્ય એકબીજાને કઠોર સંઘર્ષથી અંદર ન પેસી શકાય એવો થઈ ગયો હતો અને કાનને અપ્રિય લાગે એવા અવાજની સાથે ભાંગી પડતાં બખ્તરોના કકડાનો શબ્દ કાને પડતો હતો, વળી વિપશ્ચિત રાજાના પક્ષની સેના લતાની પેઠે કપાવા લાગી અને કાંઈક નાસવા લાગી તથા મૂર્છા પામવા લાગી. ત્યારે અવાજથી દિશાઓને પૂરી દેનારો રાજાને યુદ્ધમાં ચડવા માટેનો દુંદુભિનો ડંકો વાગ્યો અને તે ચારે દિશા-ઓને વજ્ર વડે પૂર્ણ પ્રલયકાળની મેઘની ગર્જનાના જેવો મહાગંભીર હતો. તે એક જ સમયે ફાટી પડેલા કુલાચલ પર્વતના કડાકાના જેવો અતિ તીવ્ર હતો અને ઉત્પન્ન થયા કરતા પોતાના ગંભીર નાદથી દિશાઓના બધા તટોને જડ બનાવી દેતો હતો. હવે એ વિપશ્ચિત રાજા જાણે મૂર્તિમાન લોકપાલો જ આવી ઊભા હોય તેવા દેખાતા અને કેમ જાણે નારાયણના ચાર ભુજો જ મૂર્તિમાન થઈ આવ્યા હોય તેવા જણાતા પોતાના ચાર દેહો વડે ચારે દિશામાં નીકળી પડયો. એ રાજા પોતાની મોટી ચતુરંગ સેનાને સાથે લઈ ઘણા શ્રમ વડે મોટી હવેલીવાળા પોતાના નગરની બહાર નીકળ્યો. તેણે બહાર નીકળી જોયું તો તેને પોતાનું સૈન્ય બહુ થોડું દેખાવા લાગ્યું અને શત્રુનું સૈન્ય બહુ બળવાન જોવામાં આવ્યું. તે શત્રુનું સૈન્ય મોટી ગર્જના કરી રહ્યું હતું. મહાભયંકર દેખાતું હતું અને જાણે પ્રલય કરવા સારુ મહાસાગર યુદ્ધમાં ઊછળી રહ્યો હોય એવું જણાતું હતું. બાણોરૂપી બિંદુ-ઓથી તે ભરપૂર હતું. મગરમચ્છના આકારે ગોઠવેલી વ્યૂહરચના વડે તે વ્યાપ્ત હતુ. હાથીના આકારે બનાવેલી વ્યૂહરચનાથી તે યુક્ત હતું અને તરંગના જેવી ગોઠવાયેલી વ્યૂહરચના વડે તે વિસ્તારવાળું જણાતું હતું. તેમાં ચંદ્રની પેઠે ગોળ આકારે ગોઠવેલા વ્યૂહો પણ દેખાતા હતા. મનુષ્યોરૂપી તરંગો અંદર ચારે બાજુ વ્યાપ્ત થઈ રહ્યા હતા. ચાલતા સેંકડો રથોરૂપી ચકરીઓ પડયા કરતી હતી અને પતાકારૂપી લહરીઓના સમૂહો સ્ફુર્યા કરતા હતા. ફર્યા કરતાં છત્રોરૂપી ફીણો તેમાં શોભી રહ્યાં હતાં, તેમાં ઘોડાઓના ખોંખારારૂપી જળજંતુઓના અવાજ કાને સંભળાતા હતા, હથિયારોરૂપી જળ તેમાં ભર્યું હતું અને તે વહ્યા કરતી શસ્ત્રોની ધારા વડે સુશોભિત દેખાતું હતું. વળી તર્યા કરતા ચપળ હાથીઓ-રૂપી જળઘોડાઓનો સમૂહ તરંગોની પેઠે તેમાં દેખાતો હતો, શસ્ત્રોરૂપી જળની અંદર કાળા નાગની પેઠે પાપી મ્લેચ્છ લોકો ભમતા હતા ને લોકોના ગળગળા અવાજો પણ તેમાં સાંભળવામાં આવતા હતા. ગુફાઓમાં ભમવાથી ક્ષોભ પામી ગયેલા પવન વડે ત્યાં ધાંધાટ મચી રહ્યો હતો. એ શત્રુ સૈન્યરૂપી મહાસાગરના શરીરની અંદર નીચા અને ઊંચા થતા હાથીઓના અનેક વ્યાપારો થયા કરતા હતા. જાણે મોટા પર્વતો જળમાં ડૂબતા હોય અને પાછા બહાર નીકળતા હોય તેવું દેખાતું હતું. એ સેનારૂપી સાગરમાં રહેલા હાથીઓ અને ઘોડાઓ ક્રીડા વડે પર્વતોની સાથે અથડાતા હતા. જાણે અકાળે પ્રલયકાળની દશા આવી લાગી હોય એવો તેનો આકાર ગંભીર દેખાતો હતો. સેના વડે વ્યાપ્ત પૃથ્વી અને આકાશરૂપી છિદ્રમાં ભરપૂરપણે પથરાઈ રહેલા રુધિરનો જાણે મોટો મહાસાગર ભર્યો હોય એવો ભાવ

*** આ એકસોઅગિયારમા સર્ગમાં પોતાના સૈન્યનો હ્રાસ થતાં રાજા પોતે યુદ્ધભૂમિમાં આવી, વાયવ્ય અસ્ત્રોથી શત્રુઓનો ક્ષય કરશે, તે વર્ણવાશે.**

થઈ રહ્યો હતો. પ્રકાશી રહેલાં અનેક આયુધોના ટુકડાઓરૂપી ઊછળતાં રત્નો વડે રણભૂમિનો અંદરનો સર્વ ભાગ છવાઈ રહ્યો હતો. સેનાના વ્યૂહો ચાલતા હતા. એટલે યંત્રના પાષાણો અને ગોફણના પાષાણો જુદા જુદા ભાગમાં ચારે બાજુ ઊડયા કરતા હતા. ગ્રાકળ વડે વ્યાપ્ત થઈ રહેલાં સંધ્યાકાળના વાદળાંનાં સમૂહની પેઠે સર્વ ભાગ રત્નોરૂપી જળબિંદુઓ વડે વ્યાપ્ત થઈ રહ્યો હતો. કોઈક ઠેકાણે તો આયુધોરૂપી વાદળાં રજરૂપી જળને વહન કરી તેનું પાન કરી જતા હતા. રણની અંદર ઊભેલા શત્રુસૈન્યરૂપી સમુદ્રને જોઈ વિપશ્ચિત રાજાએ મનમાં વિચાર કર્યો કે, 'હું આનું અગસ્ત્યમુનિની પેઠે પાન કરી જાઉં.' પછી જેમ ત્રિપુરાસુરનો વધ કરવાને તૈયાર થઈ રહેલા મહાદેવજી શિખરોના આધારરૂપ મેરુપર્વતોરૂપી ધનુષ્યની અંદર પોતાના અસ્ત્રને સાંધે, તેમ એ રાજાએ એ રણરૂપી સમુદ્રને પી જવા માટે વાયવ્યાસ્ત્રનું સ્મરણ કર્યું અને તેને ચારે દિશાઓ તરફ સાંધ્યું. પોતાના દેશના સૈન્યના શ્રેય માટે અને શાંતિ માટે રાજાએ અગ્નિદેવને નમસ્કાર કર્યા, તે સંબંધી કાંઈ જપ કર્યા અને તે દારુણ વાયવ્યાસ્ત્રને શત્રુની સેના તરફ મૂકયું. જેમ એણે એ વાયવ્યાસ્ત્રને મૂકયું, તેમ તેની સહાય માટે તેણે શત્રુરૂપી તડકાને શાંત કરવા માટે પર્જન્યાસ્ત્રને પણ મૂકયું. એ પર્જન્યાસ્ત્ર બીજાં મોટાં અસ્ત્રોમાં એક મુખ્ય પંક્તિ ધરાવતું હતું. આમ ચારે દિશાઓમાં એ બે અસ્ત્રો મૂકવામાં આવ્યાં, એટલે આડરૂપે થઈ રહેલા એ રાજાના ધનુષ્યમાંથી દિશાઓના મંડળને પૂરી દેનારી બાણની અસંખ્ય નદીઓ વહેવા લાગી. વળી ત્યાં ત્રિશૂળની નદીઓ વહેવા લાગી. ત્યાં સાંગ, ભુશુંડી, મુદ્‌ગર, ભાલા અને ચક્ર આદિ આયુધોની નદીઓ વેગથી વહેવા લાગી. વળી ત્યાં પરશુ, તોમર, ગોફણ, પાષાણ આદિની નદીઓ વેગથી ચાલવા લાગી. ત્યારે પવનો પણ જાણે પ્રલયકાળનું સૂચન કરતા હોય તેવા મહાભયંકર વાતા હતા. ત્યારે વજ્રોની નદીઓનું, વીજળીઓની નદીનું અને જળધારાઓની નદીઓનું પૂર ચાલતું હતું તથા ખડ્‌ગોની વૃષ્ટિ પણ ત્યાં વહેવા લાગી હતી. બાણોની સાથે જળની અને પવનની મોટી વૃષ્ટિ વડે વૃદ્ધિ પામેલા જાણે મૂર્તિમાન ઉત્પાતો જ હોય તેમ પુષ્ટ થઈ ગયેલા સર્પો પણ જાણે પ્રલયકાળમાં ફાટેલા મોટા પર્વતોમાંથી નીકળી પડતા હોય તેમ એ સમયે નીકળતા હતા. એ વિપશ્ચિત રાજાનાં અસ્ત્રોની વૃષ્ટિ વડે શત્રુનો સેનારૂપી સાગર કશા પણ વિલંબ વિના જ તત્કાળ ધૂળના ઢગલાની પેઠે ચારે બાજુ ઊડી કયાંય જતો રહ્યો. જળ, વજ્ર અને શસ્ત્રોની વૃષ્ટિ વડે તથા પ્રપંચ પવનો વડે શત્રુના સૈન્યો પાળરૂપી બંધન વિનાનાં થઈ રહેલાં તળાવોની પેઠે ચારે બાજુ ભાગવા લાગ્યાં. શત્રુની ચારે અંગવાળી સેનાઓનો સમૂહ પાછો હઠી જઈ વર્ષાઋતુમાં પર્વતમાં વહ્યા કરતા નદીના મોટા પ્રવાહની પેઠે પલાયન કરી ચારે દિશાઓમાં જતો રહ્યો. વાયુના પ્રવાહ વડે ઊડયા કરતા સ્વેદ વડે આર્દ્ર અને કપાઈ પડેલાં પતાકાઓની ધજાઓરૂપી વૃક્ષો, નાસતાં એવાં શત્રુસૈન્યરૂપી નદીમાં તણાતાં જતાં હતાં તથા મણીનાં પુષ્પોની સાથે ચપળ તલવારોરૂપી લતાનાં વનો અથડાતાં હતાં. નાસવાની અશકિતને લીધે આળોટયા કરતાં પુષ્ટ મનુષ્યોરૂપી પાષાણોના બિંદુરૂપે પથરાઈ ગયેલાં રુધિર વડે એવો તો બીભત્સ દેખાવ નજરે આવતો હતો કે તેનું વર્ણન થઈ શકે તેમ ન હતું. નાસતાં પડી જવાથી મૂર્છિત થઈ ગયેલા યોદ્ધાઓના ઘોઘરા અવાજથી હૃદય ભેદાઈ જાય તેમ થઈ રહ્યું હતું. પ્રવાહમાં વહ્યા જતા મોટા હાથીઓના દાંતનું વૃક્ષોની સાથે અથડાવું થવાથી ચડચડાટનો અવાજ થતો હતો અને તે ગાજતા મેઘનો પણ તિરસ્કાર કરતો હતો. શસ્ત્રો સાથે શિલા આદિનો સંઘર્ષ થતાં તેમાંથી શબ્દો ઉત્પન્ન થતા હતા અને તે નદીના કાંઠાના વૃક્ષોમાં રહેલા પુષ્પોમાં ગુંજારવ કરતા ભમરાઓના શબ્દનું અનુકરણ કરતા હતા. ત્યાં ખોંખારા મારતા અને તરતા ચપળ ઘોડાઓરૂપી તરંગો

જોવામાં આવતા હતા. રથ આદિનું અને યોદ્ધાઓના ચક્રોનું શિલાઓમાં અથડાવું થતાં ત્યાં એક જાતનો વિચિત્ર શબ્દ પેદા થતો હતો અને તેને બીજા પક્ષીઓના અવાજથી પુષ્ટિ મળતી હતી. પાયદળ, રથ, હાથી અને ઘોડાઓનું શિલાઓ સાથે અથડાવું થતું હતું અને તેથી અનેક જાતની વિટંબણાઓ થતી હતી. કાનને અપ્રિય લાગે એવા હણહણાટ ઘોડાઓના, માણસોના અને પક્ષી આદિના અનેક જાતના અવાજો ચારે બાજુ ઘટ્ટપણે સંભળાતા હતા. 'મર્યા, મર્યા' એવા મનુષ્યોના ઘાટા કોલાહલથી નાસતી શત્રુસેના આકુળ બની ગઈ હતી. સોનારૂપી જળની જનસમૂહરૂપી મોટી કરચલીઓ ચકરીઓમાં ગળગળો અવાજ ચાલુ રહ્યો હતો. રુધિરનાં બિંદુઓની ઝાકળના જેવી વૃષ્ટિ થવાથી જાણે સંધ્યાકાળનાં વાદળાંનો ચંદરવો બાંધવામાં આવ્યો હોય તેવો ભાવ દેખાતો હતો. જેમ નદીના તરંગો વડે વડલાઓ ઊખડી પડે, તેમ ઊછળતાં શસ્ત્રો વડે જળથી નમી ગયેલાં વાદળાં ઊખડી જતાં હતાં. વૃષ્ટિને લીધે કાદવવાળા થઈ રહેલા પૃથ્વીરૂપી તટને રસ્તો કરવા માટે ખોદીને સાફ અને સુશોભિત કરવામાં આવતું હતું. ભાલા, શૂળ, ગદા અને તોમરને ધારણ કરી રહેલા લડવૈયાઓ નાસતા હતા, તેથી જાણે તાલોનું વન જ નાસ્યું જતું હતું એમ લાગતું હતું. ભયને લીધે આક્રંદ કરી રહેલાં ભીરુ માણસોથી મૃગલાંનાં બચ્ચાં ભયભીત થઈ જતાં હતાં. મરી ગયેલા હાથીઓ, ઘોડાઓ અને યોદ્ધાઓના સમૂહરૂપી જૂનાં પાંદડાંથી તે સ્થાન અવકાશ વિનાનું થઈ રહ્યું હતું. કચરાવાથી દળાઈ જતા મનુષ્યોના દેહમાંથી નીકળતા ચરબી ને માંસરૂપી કાદવ વડે ત્યાં કેમ જાણે ખરેખર કાદવ જામી ગયો હોય એમ જણાતું હતું. ત્યાં ચૂરેચૂરા થઈ ગયેલા અને ખરીઓ નીચે આવવાથી દળાઈ ગયેલાં મોટાં હાડકાંરૂપી ઘાટી રેતી, પથરાઈ ગઈ હતી. વહ્યા જતા શિલાઓના સમૂહો અને કરોડો કાષ્ઠો પરસ્પર અથડાતાં હતાં અને તેમાંથી કડકડાટીનો અવાજ થતો હતો. પ્રલયકાળના જેવા વરસાદો ગાજતા હતા, પ્રલયકાળના જેવા વાયુઓ વાતા હતા, પ્રલયકાળના જેવી વૃષ્ટિઓ પડતી હતી અને પ્રલયકાળના જેવા વજ્રપાતો થતા હતા. પૃથ્વીનો બધો ભાગ કાદવવાળો થઈ ગયો હતો અને સર્વ સ્થળે જળ પથરાઈ રહ્યું હતું. અત્યંત શીતળતાને લીધે સદાકાળ આર્દ્ર રહેનારી જળધારાઓએ આકાશમાં પોતાનાં સ્થાનો બાંધ્યાં હતાં. સર્વ નગરોનાં અને ગામડાંનાં ઘરો અગ્નિ વડે સળગતાં હતાં. પ્રજાના, ઘોડાઓના, હાથીઓના અને પાયદળના આક્રંદ વડે સર્વત્ર ઘોંઘાટ થઈ રહ્યો હતો. પૃથ્વીમાં ચારે બાજુ રથના શબ્દો સંભળાતા હતા. આકાશમાં મેઘની ગર્જના થઈ રહી હતી અને તેનો ઘાટો શબ્દ સંભળાતો હતો. ચાર દિશાઓમાં વિપશ્ચિત રાજાનાં ચારે ધનુષ્યનો ઊંચો સ્વર સાંભળવામાં આવતો હતો. વીજળીઓના સમૂહનો વિસ્તાર કરનારા મેઘો પરસ્પર અથડાતા હતા. વળી બાણ, સાંગ, ગદા, ભાલા અને ગોફણ આદિની વૃષ્ટિઓ થતી હતી. આ સર્વત્ર થવાથી શત્રુના સેનાધિપતિ રાજાઓનાં અસંખ્ય સૈન્યો ચારે દિશાઓમાં નાસવા લાગ્યાં. અને મચ્છરાંના સમૂહની પેઠે તે નાશ પામ્યાં. અગ્નિ વડે પ્રજ્વલિત વનના જેવા દેખાતા આયુધોના સમૂહોથી તથા મનુષ્યને અગ્નિને લીધે આકુળ બનાવી દેનારા મેઘને લીધે થનારાં વજ્રોની વૃષ્ટિના પડવાથી શત્રુઓનાં સૈન્યો આકુળવ્યાકુળ થઈ ગયાં હતાં અને તેઓ વડવાનળમાં પેસી જનારાં તથા સમુદ્રના ચંચળ જળમાં તરંગો વડે ગોથાં ખાયા કરતાં નિર્બળ જળજંતુઓની જેમ વિહ્વળ બની ગયાં હતાં.

उद्दामरावकवनोपमहेतिसार्थमेघानलाकुलजनाशनिवर्षपातैः । आसन्बलानि चपलाब्धिजलाबलानि पर्याकुलानि वडवाग्निमिवाविशन्ति॥

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'ચતુર્દિગ્ગતબલદ્રવણ' નામનો સર્ગ ૧૧૧ મો સમાપ્ત

# સર્ગ ૧૧૨ મો*

## શત્રુપક્ષના યોદ્ધાઓનો નાશ

वसिष्ठ उवाच

**लोकहारांबरव्यालं चेदिचंदनकाननम् ।**
**छिन्नं परशुधाराभिः पतितं दक्षिणार्णवे ॥ १ ॥**

વસિષ્ઠ બોલ્યા : રમણીય હારો અને વસ્ત્રોરૂપી સર્પોવાળું ચેદીદેશના યોદ્ધાઓરૂપી ચંદનવન વિપશ્ચિત રાજાની પરશુની ધારાઓથી કપાઈ જઈ દક્ષિણ સમુદ્રમાં જઈ પડ્યું. પારસિક દેશના યોદ્ધાઓ અસ્ત્રોના પૂરમાં પાંદડાંની પેઠે તણાવા લાગ્યા અને મોહને લીધે એકબીજામાં પરસ્પર પ્રહાર કરી તેઓ નેતર તથા અશોક વડે સુશોભિત કોઈ એક પ્રદેશમાં નાશ પામ્યાં. દરદદેશના યોદ્ધાઓનાં હૃદય ભયથી ચિરાઈ ગયાં અને તેઓ દર્દુરાચલ પર્વતની ગુફાઓનાં અતિ ઊંડાં છિદ્રોમાં પેસી ગયા. બાણ, ભાલાઓ, તલવારો અને પરશુઓરૂપ આયુધોની ધારાઓના અગ્રભાગથી થઈ ગયેલા શિલા, કવચ આદિના ભૂકારૂપી ઝાકળને ધારણ કરી રહેલા, વીજળીઓ વડે સુશોભિત અને આયુધોવાળા (વારુણાસ્ત્ર નાખવાથી થયેલા) મેઘો ત્યાં વરસતા હતા. પરસ્પર એકબીજામાં પ્રહાર કરવાથી, દાંતો ભરાવાને લીધે હાથીઓ દેહમાંથી વહ્યા જતા રુધિરના સમૂહથી પીડાતા હતા, અને તેઓ જાણે મૃત્યુનું ઉદર પૂર્ણ કરવાના અનેક કોળિયા હોય તેવા દેખાતા હતા. ભયંકર તોમરોના પ્રવાહ વાગવાથી દરદદેશના યોદ્ધાઓ રાત્રિમાં રૈવતાચળમાં (ગિરનારમાં) સંતાઈ રહ્યા હતા અને આકાર વડે પુરુષોને છેતરનારી પિશાચીઓ તેમના અંગના કટકા કરી ખાઈ જતી હતી. તાડી અને તમાલ વડે ગહન જૂના જંગલની અંદર દશાર્ણ દેશના યોદ્ધાઓ સંતાઈ ગયા હતા અને સિંહોએ તે વનની અંદર પ્રવેશ કરી તેમનાં ગળાં ઉપર પગ મૂકી તેમને ફાડી ખાધા હતા. આથી તેઓ મરણશરણ થયા હતા. પશ્ચિમસમુદ્રને કિનારે ગયેલા અને નાળિયેરીવાળી કિનારાની પૃથ્વીમાં સંતાઈ રહેલા યવનદેશના યોદ્ધાઓને મગરમચ્છોના સમૂહો ગળી ગયા હતા, તેથી તેઓ પ્રાણ વિનાના થઈ ગયા હતા. શકદેશના યોદ્ધાઓ, કાળા લોહ વડે બનાવેલાં બાણોના સમૂહને એક પળવાર પણ સહન કરી શકયા નહિ અને રમઠદેશના યોદ્ધાઓ પણ પવનથી કંપતા કમલિનીના ખંડોની પેઠે કંપાયમાન પ્રાણવાળા થઈ ગયા. પોતાનામાં છુપાઈ રહેલા, નાસી જતા, શ્યામ વર્ણવાળા અને સ્વર્ગમાર્ગમાં જનારા યોદ્ધાઓથી શ્રવણનક્ષત્રના આકારનાં જેવાં ત્રણ શિખરોમાં અગ્રભાગને ધારણ કરી રહેલો મહેન્દ્રપર્વત વીંટાઈ રહ્યો હતો અને તે જાણે મેઘોના સમૂહોથી જ વીંટાયેલો હોય એવો દેખાતો હતો. સુવર્ણનાં આભૂષણોથી સુંદર આકારવાળી દેખાતી કેટલાક યોદ્ધાઓની સેનાને રસ્તામાં પ્રથમ ચોરો લૂંટી લેતા હતા અને પછી એકાંતસ્થળમાં રાક્ષસો ખાઈ જતા હતા, તેથી તે મરણને શરણ થઈ જતી હતી. જેમ આકાશ નક્ષત્રોના સમૂહથી શોભે, તેમ તે સમયે યુદ્ધની ભૂમિ ચોતરફ ફર્યા કરતા અને બળતાં ઊંબાડિયાંને ધારણ કરી રહેલા દેદીપ્યમાન રાક્ષસોથી અત્યંત શોભતી હતી. વિપશ્ચિત રાજાનો વિજય થતાં જળની ધારાઓને ધારણ કરી રહેલાં પૃથ્વીનાં છિદ્રોમાં ગર્જનાના પ્રતિધ્વનિને લીધે મૃદંગના જેવો ગંભીર સ્વર પેદા થયો હતો. તેથી જગતરૂપી ગુફાની અંદર નિવાસ કરી રહેલું આકાશ જાણે વિપશ્ચિત રાજાના યશને ગાવા માટે તત્પર થઈ ગયેલું હોય એમ જણાતુ હતું. માછલાંને વિહાર કરવા માટે જંગલરૂપે શેવાળવાળા નાના તળાવમાં રહેનારાં મત્સ્યો જ્યારે એ તળાવ દૈવયોગથી સુકાઈ જાય છે, ત્યારે જેમ શરણ વગરનાં થઈ મરી જાય છે, તેમ દ્વીપાંતરના યોદ્ધાઓ ચક્રોના પ્રહારોથી જર્જર બની જઈ જીવિતનો ત્યાગ કરતા હતા. બીજાં દ્વીપાંતરોના યોદ્ધાઓ

---

*** આ એકસોબારમા સર્ગમાં વિપશ્ચિત રાજાના શત્રુપક્ષના યોદ્ધાઓ જે જે દેશના હતા અને જેવી રીતે તેમનો નાશ થયો હતો તથા જેવી રીતે તેઓ ચારે દિશામાં નાસી ગયા હતા, તે વિષે વર્ણન આવશે.**

